# ગાંડીવ સાહિત્ય

એટલે

## ગાંડીવ સાહિત્ય મંદિરે પ્રગટ કરેલાં પુસ્તકો.

### ગાંધી ગ્રંથમાળા.

| | |
|---|---|
| ગાંધીજીનો જેલનો અનુભવ .... | ૦–૮–૦ |
| શિવદયાળની શોધ.... | ૦–૧–૬ |
| ઇજીપ્તનો ઉદ્ધારક .... | ૦–૬–૦ |
| નીતિ ધર્મ .... | ૦–૬–૦ |
| મૂરખરાજ .... | ૦–૮–૦ |

---

| | |
|---|---|
| રેંટિયા પુરાણ | ૦–૧–૦ |
| ગાંડીવગીતા | નથી |
| ભારત કીર્તન (ત્રીજી આવૃત્તિ) | ૦–૦–૯ |
| ભારત ભક્તિ (ત્રીજી આવૃત્તિ) | ૦–૦–૯ |
| ગાંધીજીની દિવ્યવાણી | ૦–૧–૦ |
| કાયદા સામે | ૦–૦–૯ |
| સ્વરાજ ટંકાર | ૦–૦–૯ |
| રાષ્ટ્રીય ગરબાવળિ | ૦–૧–૬ |
| ભીંતે ટાંગવાના મુદ્રાલેખો ૧ થી ૯ | ૦–૯–૦ |

☞ સર્વ પ્રતિષ્ઠિત બુકસેલરો વેચે છે.

# રાષ્ટ્રીય સાહિત્ય

અરવિંદ ઘોષ કૃત—

| | |
|---|---|
| કારાવાસની કહાણી.... | ૦—૧૦—૦ |
| ગીતા-નિષ્કર્ષ.... | ૩—૧૨—૦ |
| વ્યાખ્યાન.... | ૦—૨—૬ |
| પત્રો.... | ૦—૬—૦ |
| યૌગિક સાધન ... | ૦—૬—૦ |
| જગન્નાથજીનો રથ.... | ૦—૧—૬ |

---

| | |
|---|---|
| હિન્દ સ્વરાજ.... | ૦—૪—૦ |
| અસહકાર.... | ૦—૬—૦ |
| ભારત ગીતાંજલિ.... | ૦—૬—૦ |
| રાષ્ટ્રીય ગીતાંજલિ.... | ૦—૪—૦ |
| મહુમ્મદઅલી ચરિત્ર.... | ૦—૪—૦ |
| ગાંધી ચરિત્ર.... | ૦—૬—૦ |
| દાસ ચરિત્ર.... | ૦—૧—૦ |
| હિન્દકીર્તન.... | ૦—૬—૦ |
| ગાંધીજીના પત્રો.... | ૦—૬—૦ |
| રાષ્ટ્રગીત.... | ૦—૧૦—૦ |
| અલિ બીરાદરનો કેસ.... | ૧—૦—૦ |

વિગેરે વિગેરે

ગાંડીવ સાહિત્ય મંદિરનું સૂચીપત્ર મંગાવો.

ગાંધી ગ્રંથમાળા મણકો ૫ મો.

# મૂરખરાજ

(વિગેરે)

લખનાર -

મહાત્મા ગાંધીજી.

પ્રગટકર્તા-

ગાંડીવ સાહિત્ય મંદિર

૧૮૦-કેળાંપીઠ,

સુરત.

૦—૮—૦

# બે બોલ.

રશિયાના પરમ સાત્વિક ઋષિજી ટોલ્સ્ટોયે કેટલીક અનુપમ નાનકડી નવલકથાઓ લખી છે. મુરખરાજ તેમાંની એક છે.

ગુજરાતી ભાષામાં ટોલ્સ્ટોય જેવા ઋષિ લેખકનું સાહિત્ય જેટલું બહાર પડે તેટલી એ ભાષા સદ્ભાગ્યશાળી લેખાય. અને હિન્દના અલૌકિક પ્રતિભાશાળી વીર નરને હાથે જ્યારે એ સાહિત્ય ઉતારવામાં આવ્યું હોય ત્યારે તો ગુજરાતી આલમ કૃતકૃત્ય થાય એમાં શી નવાઈ?

× × × × ×

મહાત્મા ગાંધીજીએ મુરખરાજ નામની આ વાર્તા અને તેની સાથે જોડેલા સત્યવીરની કથા વાળો લેખ બન્ને પોતે આફ્રિકામાં લખ્યાં હતાં, પરંતુ ગાંધીજીના આ યુગમાં તેની ઘરના પુસ્તકાલયમાં રાખવા લાયક આવૃત્તિની જરૂર હતી. મુરખરાજની વાર્તાનો ભાવાર્થ ન સમજી

શકે એટલી ગુજરાતની પ્રજા હવે અજ્ઞાન રહી નથી. સાત્વિક સંસ્કૃતિ અને પ્રાથમિક સંસ્કૃતિના ભેદોનો આટલું જ સુન્દર રીતે સ્ફોટ કરતી અને માનવ જીવનની સાર્થકતાનું રહસ્ય સમજાવતી એ વાર્તાનો ગુજરાત ખૂબ ઉમંગથી સ્વીકાર કરશે એવી અમને આશા રહે છે.

“મૂરખરાજ” ની પ્રસ્તાવના લખવાનું કામ એક પ્રવીણ જ સુયોગ્ય વ્યક્તિને હાથે થયેલું વાંચકવર્ગ જોશે. રા. પ્રાગજીભાઈ જેવા ગાંધીજીના અનન્ય ભક્ત ગુજરાતમાં બીજા થોડા જ હશે. એમને તો આ વાર્તા ગાંધીજી [illegible] પરથી તરજૂમો કરી બોલતા જાય ત્યારે લખવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું હતું. એટલે એમને હાથે જ આ પુસ્તકની પ્રસ્તાવના લખાવવાનો સુયોગ પ્રાપ્ત થયો તેથી અમને ઘણો આનંદ થાય છે. અમારી શ્રદ્ધા છે કે એમણે લખેલી પ્રસ્તાવના ગુજરાત રસપૂર્વક વાંચશે; કારણ કે “મૂરખરાજ” જે વાતાવરણમાં લખાયેલી તે વાતાવરણનું એમણે અચ્છું બયાન પોતાની સરળ ભાષામાં આપ્યું છે.

× × × × ×

ગાંધીજીએ લખેલ મૂરખરાજ, તથા સત્યવીરની કથા સાથે “આત્મિક રહસ્ય” નામનો એક લેખ આ પુસ્તકમાં જોડવામાં આવ્યો છે. એ લેખ તે માંચેસ્ટર ગાર્ડિયનના પ્રતિનિધિને ગાંધીજીએ આપેલી મુલાકાતનો હેવાલ છે. એમાં આત્મ અને તાત્વિક મુદ્દા વિશેષ હોવા કારણે એને આ પુસ્તકમાં સ્થાન આપવામાં કશું અયોગ્ય જેવું નથી.

એમ વાંચકોને લાગશે એવી અમને સંપૂર્ણ શ્રદ્ધા છે.

× × × × ×

ગાંધી ગ્રંથમાળાના પાંચમા મણકા તરીકે આ પુસ્તક ગુજરાતને ચરણે ધરતાં અમને આનંદ થાય છે.

ગાંડીવ સાહિત્ય મંદિરને અંગે અમારૂં ગાંડીવ મુદ્રણાલય હવે ચાલુ થએલું હોવાથી ગાંધી ગ્રંથમાળાનો છઠ્ઠો મણકો તેમજ "શુદ્ધ શિષ્ટ અને રાષ્ટ્રીય" સાહિત્યનાં બીજાં નાનાં મોટાં અને પ્રતિભાશાળી લેખકોને હાથે લખાએલાં પુસ્તકો આ સાહિત્ય મંદિર તરફથી ઠીક બહાર પડી શકશે એમ શ્રદ્ધા છે.

અમારી એ શ્રદ્ધા ઈશ્વર સફળ કરો એટલું પ્રાર્થી વિરમીશું.

સાહિત્યસેવાભિલાષી
વ્યવસ્થાપક
ગાંડીવ સાહિત્ય મંદિર

# મૂરખરાજ

અને

# તેના બે ભાઇઓ.

# પ્રસ્તાવના.

ટોલસ્ટોયના નામથી આજે જગત અજાણ્યું નથી. મહાન તત્વચિંતક, અને અદ્દભુત લેખક તરીકે તેઓ યુરોપમાં મશહુર હતા. રશિયાના એક શ્રીમંત અમીર કુટુંબમાં તેનો જન્મ થયો હતો. ઝારની જુલ્મી સત્તાના દોર નીચે રીબાતી રશીયન પ્રજા છૂટકારો કેવી રીતે મેળવી શકે એ વિષે એમણે પુષ્કળ લખ્યું છે. ઝારની જુલ્મી સત્તાને હઠાવી સ્વતંત્રતા પ્રાપ્ત કરવા અનેક નૌજવાનો જે અવર્ણનીય દુઃખો સહન કરતાં તે જોઈ ટોલસ્ટોયનું હૃદય ચીરાતું. મુડીદારોના પંઝામાં સપડાએલ મજુર વર્ગના રેંસાઈ જતાં જીવન નજરે નિહાળી, અન્ન અને વસ્ત્ર વિના ચિંથરેહાલ ભટકતા કંગાળોના વ્યર્થ વહી જતાં જીવનને સુધારવાના પ્રયત્નો કરતાં અનેક કડવા અનુભવો મેળવી પોતાની જાતનેજ સુધારવાના નિશ્ચય ઉપર તેઓ આવ્યા અને પોતાના જીવનમાં મહાન પરિવર્તનો કર્યાં. ખેડુત તરીકે સાદામાં સાદું જીવન ગુજારી

અંગ મહેનતને તેમણે અગ્રપદ આપ્યું. તેઓ માનતા કે સર્વ પાપ દુઃખનું મૂળ પશુબળ ઉપર નિભાવવામાં આવતી સરકારો છે અને તેવી તેને મૂળથી ઉખેડી નાખવા એમણે ખૂબી સાથ ભાષામાં લખેલું છે. યુરોપી રાજ્યોની બધી સરકારો એમના લખાણોથી ચોંકી ઉઠી હતી. એમના પવિત્ર અને સાદા જીવનનો રશિયામાં એટલો ભારે પ્રભાવ હતો કે એમના અનુયાયીઓને પકડી ઝારે સજા કરી હશે, પરંતુ ખુદ ટોલ-સ્ટોયના ઉપર હાથ ઉગામવાની હિંમત ઝારે કદી પણ કરી ન હતી. આધુનિક સમયના ખ્રિસ્તીઓ અને તેમના પાદરીઓ પ્રભુના સત્ય શિક્ષણથી કેટલા વેગળા રહેલા છે તે નિડરતાથી ખ્રિસ્તીઓ સામે તેમણે મૂક્યું છે. પ્રભુના ફરમાન પ્રમાણે જો ખ્રિસ્તીઓ પોતાનું જીવન જીવે તો જગતમાં મચી રહેલો દુઃખદ કોલાહલ શાંત થઈ મનુષ્યો પૃથ્વી-માંજ સ્વર્ગને ઉતારે. એક ખરા ખ્રિસ્તી તરીકેનું જીવન જીવી બતાવવા ટોલસ્ટોયે કબૂલ કરેલી છે. તેઓ જે જીવનના તે જીવનનાં ઉદ્ગારના અને તેથીજ તેમના લખાણની મહત્તા હતી.

ટુંકી સરખી વાર્તામાં અત્યંત સાદી અને સરળ ભાષામાં ઉચ્ચ સિદ્ધાંતો અને ભાવનાઓ તેઓએ એવી સુંદર રીતે ગુંથી વ્યક્ત કર્યાં છે કે નાનાં બાળકોના હાથમાં પણ તે વાર્તાઓ વિના સંકોચે મૂકી શકાય અને તેઓ આનંદ તથા રસ એક સરખાં લુંટી શકે. એવી અનેક ટુંકી વાર્તાઓ ટોલસ્ટોયે લખેલી છે તેમાંની Ivan the Fool "મૂરખરાજ અને તેના ભાઈઓ" એ એક જાણીતી છે.

આ વાર્તાનું અંગ્રેજીમાંથી ભાષાંતર મહાત્મા ગાંધીજી જોહાનીસબર્ગમાં ટોલ્સ્ટોય ફાર્મમાં રહેતા હતા ત્યારે તેમણે કર્યું હતું. મોરનાં ઈંડાંને ચીતરવાં શાં હોય?

દક્ષિણ આફ્રિકાના હિંદી ભાઈઓ મહાત્માજીની સરદારી હેઠળ સત્યાગ્રહની લડત યુનીઅન સરકાર સાથે લડી રહ્યા હતા. અનેક હિંદીઓ વારંવાર જેલ જતા હતા. અનેક કુટુંબોનાં પાલન કરનારાઓ કેદમાં જઈને વિરાજતા હતા ત્યારે તેમનાં સ્ત્રી, છોકરાં, વિગેરેનું પાલન કરવાનું પણ ત્યાંના ભાઈઓએજ માથે ઉપાડી લીધું હતું. એવા અનેક કુટુંબોને નિભાવવા માસિક સેંકડો પાઉન્ડ ખર્ચ આવતું. લડત ઘણાં વર્ષો સુધી લંબાય તો ફંડના પૈસા પણ ખુટી જાય એટલે જે કુટુંબને પાળનાર પણ કેદમાં ગયા હોય તેવાં કુટુંબોને એકજ સ્થળે સાથે રાખવાં કે જેથી તેમને નિભાવતાં ખર્ચ ઓછો થાય. એવો વિચાર મહાત્માજીને આવવાથી મી. કેલનબેક (મહાત્માજીના એક જર્મન પરમ ભક્ત) ૧૨૦૦ વીંઘાનું એક મોટું ખેતર ખરીદી લીધું અને સત્યાગ્રહી કુટુંબોને મફત વાપરવા આપી દીધું. મી. કેલનબેક ટોલ્સ્ટોયના અનુયાયી હતા અને તેથી એ ખેતરનું નામ 'ટોલ્સ્ટોય ફાર્મ' એવું આપવામાં આવ્યું. મહાત્માજી સાથે અનેક કુટુંબો આ ખેતરમાં આવીને વસ્યાં. બધાં એકજ રસોડે જમતાં. અંગ મહેનત, સાદું જીવન, અને ઉચ્ચ વિચારો આ સર્વ ત્યાં રહેનારાઓ કેળવતા. કુટુંબોને રહેવા માટે જે મકાનો બાંધવામાં આવ્યાં હતાં તે સર્વ સત્યાગ્રહી કેદમાં જઈ

અંગ નાખ્યો એ ઠીક નથી લાગતું. શરૂથી અંત સુધી વાર્તામાં અપૂર્વ રસ જામી રહેલો છે. મદ્યપાન, લશ્કરવાદ, જાત મહેનત વિગેરે ઉચ્ચમાં ઉચ્ચ સિદ્ધાંતોને અત્યંત સરળતાથી સચોટ રીતે અને રમુજી ભાષામાં એવી તો સુંદર રીતે આ વાર્તામાં ઉતારેલી છે કે નાનાં બાળકોને પણ આનંદ પ્રાપ્ત થાય.

જે સમયે ભારતની પ્રજા સ્વતંત્રતાની ઝંખના માટે અસહકારના ધર્મયુદ્ધમાં જોડાયેલી છે, તે સમયે લેખકો, પત્રકારો અને પુસ્તક રચનારાઓએ ઉચ્ચ જાતનું સાહિત્ય પ્રજાજનો પાસે મૂકવું જોઈએ. ગાંડીવ સાહિત્ય મંદિર તરફથી એવી જાતનું સાહિત્ય પ્રસિદ્ધ કરવાનો પ્રયાસ થાય છે તે સ્તુત્ય છે. આ વાર્તા અંગ્રેજી કૃતીથી આ મંદિર તરફથી પ્રસિદ્ધ કરવામાં આવી છે તે ખુશ થવા જેવું છે. અને તેના સંચાલકો ધન્યવાદને પાત્ર છે.

ગ. પ્રાગજી ખંડુભાઈ દેસાઈ.

# મૂરખરાજ અને તેના બે ભાઈઓ.

લેખક :– મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી.

## પ્રકરણ ૧ લું.

એક સમયે કોઈ એક દેશમાં એક પૈસાદાર ખેડુત રહેતો હતો. તેને ત્રણ દીકરા હતા. તેમાંના એકનું નામ મૂરખરાજ, બીજાનું નામ ધનવંતરી અને ત્રીજાનું નામ સમશેરબહાદુર હતું. તેને મોંઘી કરીને એક દીકરી હતી. તે બહેરી અને મુંગી હતી. બાઇ મોંઘી હમેશાં કુંવારી રહી હતી. સમશેરબહાદુર લડાઇઓમાં જઇ દેશના રાજાની ચાકરી કરવા જતો; ધનવંતરી વેપારમાં ગુંથાયલો, અને મૂરખરાજ પોતાની બહેનની પેઠે ઘેરજ રહ્યા. તે ખેતરમાં કામ કરતો અને કામમાં ને કામમાં તેની પીઠ પણ વળી ગયેલી હતી.

સમશેરબહાદુર લડાઇમાં એક્કો હોવાથી દરજ્જામાં ચઢ્યો, અને તેણે પૈસો પણ ઠીક એકઠો કર્યો. તે એક મોટા ગૃહસ્થની છોકરીને પરણ્યો. જો કે તેનો પગાર મોટો હતો, અને તેણે જાગીરો પણ ઠીક લીધેલી હતી, છતાં ઉધાર પાસ હંમેશાં વધી જતી હતી; ઘણી જે કમાતો તેના કરતાં તેની ઓરત વધારે પૈસો ઉડાવતી. તેથી હંમેશાં આ કુટુંબને પૈસાની ભીડ રહેતી. આમ થવાથી સમશેર બહાદુર પોતાની જાગીરની આવક ઉઘરાવવા નીકળ્યો, ત્યારે તેના વહીવટદારે જવાબ દીધો: "ભાઈસાહેબ, આપણને આવક જેવું કંઇ રહ્યું નથી. આપણને નથી ઢોર, નથી હથીઆર, નથી ઘોડા, કે ગાય; હળ સરખુંએ નથી. જો આ બધું અપાવો તો આપણને આવક થાય ખરી.". ..

આ સાંભળી સમશેરબહાદુર પોતાના બાપની પાસે ગયો અને કહ્યું: "બાપા, તમારી પાસે ધન ઠીક છે. મને તેનો લાભ હજી સુધી મળ્યો નથી. તેમાંથી ત્રીજો હિસ્સો મને મળે તો હું મારી જાગીરમાં સુધારો કરૂં." ડોસા બોલ્યો, "તું કરમી દીકરો જણાય છે. મારા ઘરમાં તો તું એક ફુટી બદામે નથી લાવ્યો, તોપછી તારો ભાગ તને કેમ મળે? તું એટલો વિચાર પણ નથી કરતો કે તને હું કાંઈ આપું તો પેલા મૂર્ખાને અને મોંઘીને અન્યાય થાય." સમશેરબહાદુર બોલ્યો: "બાપા તમે એમ શું કહો છો? મૂર્ખો તો નામ તેવા ગુણ ધરાવે છે, અને મોંઘી તો કુંવારી ને કુંવારી! હવે બહુ મોટી થવા આવી. વળી બહેરી અને મુંગી! આ બેને તે કેટલાક પૈસા જોઇશે?"

બાપ બોલ્યો: "ઠીક છે ત્યારે આપણે મૂર્ખાને પૂછીએ." પૂછપરછ થતાં મૂરખરાજ બોલ્યો: "સમશેરબહાદુર ઠીક કહે છે. ભલે એને હિસ્સો આપો." એટલે સમશેરબહાદુર બાપની મીલકતમાંથી પોતાનો હિસ્સો લઇ ગયો, અને પાછી બાદશાહની નોકરી શરૂ કરી.

ધનવંતરીએ વેપાર તો ઠીક જમાવેલો. પણ તેને વહુ મળેલી તે મોંઘી પડી. એક કોરથી ધનવંતરી કમાય અને બીજી તરફથી તેની વહુ મોજશોખમાં અને વટવહેવારમાં કમાણી કરતાં વધારે વાપરે; તેથી ધનવંતરીએ પણ બાપની પાસે જઇ સમશેરબહાદુરની જેમ પોતાના હિસ્સાની માંગણી કરી.

બુઢ્ઢાએ જવાબ આપ્યો: "દીકરા, તું ઘરમાં તો કાંઇ લાવ્યો નથી. તારા ભાઇ મૂર્ખાએ મહેનત કરી કરીને તેનો બરડો ભાંગી નાંખ્યો છે. તને આપીને હું મૂર્ખાને અને મોંઘીને કેમ ગેરઇન્સાફ આપું?"

ધનવંતરી બોલ્યો: "મુર્ખો તો ખરેખર મુર્ખોજ છે. તે તો પરણવાનોએ નથી. તેને કોણ છોકરી આપશે? અને મોંઘીને તો ખાવુંપીવું મળ્યું એટલે વાહ, વાહ." પછી પોતાના ભાઇ તરફ જોઇને ધનવંતરી બોલ્યો: "મુર્ખા, મને દાણામાંથી અરધોઅરધ નહિ આપે? હળ વગેરે હું માંગતો નથી, અને જાનવરોમાંથી માત્ર પેલો કાબરો ઘોડો આપે એટલે થયું. તેને તું હળમાં તો નાંખી શકે એમ નથી."

મુર્ખાએ હસીને જવાબ દીધો: "ભલે ભાઇ, તું એમ

રાજી થતો હોય, તો લઈ જા, હું વળી તેના બદલામાં વધારે મહેનત કરી લઈશ."

આમ ધનવંતરી પણ ભાગ લઈ ગયો. મૂરખરાજ ખેતરમાં પુષ્કળ કામ કરતો. બહેરી બહેન અને એટલી મદદ કરતી બાપ અને મા તો ઘરડાં થયાં હતાં, એટલે ખરૂં જોતાં ધનવતરી અને સમશેરબહાદુરને આપવા જેટલું ઘરમાં રહેલું નહતું. હવે મૂરખરાજની પાસે તો એક ઘરડી ઘોડી રહી. તેની પાસેથી લેવાય એટલું કામ લઈને આખો દહાડો ખેતરમાં મચ્યો રહેતો અને જેમ તેમ કરી માબાપનું, બહેનનું અને પોતાનું ભરણપોષણ કરતો.



# પ્રકરણ ૨ જું.

ભાગ પડ્યા અને ભાઈઓ ન લડ્યા એ સતાનને બહુ વસમું લાગ્યું. તેણે તેના ત્રણ ગુલામોને બોલાવ્યા અને બોલ્યોઃ "પેલા ગામમાં મુર્ખો ને તેના બે ભાઈઓ વસે છે. દુનિઆના સાધારણ રીવાજ પ્રમાણે તો તેઓએ ભાગલા પાડતાં લડવું જોઈતું હતું. તેને બદલે તેઓ સંપીને રહે છે. આનું કારણ પેલા મુર્ખાની મુર્ખાઇ સિવાય બીજું કાંઇ નથી. તેણે આપણું કામ બગાડ્યું છે. હવે તમે ત્રણ જણાઓ ત્રણ

ભાઈની પાસે જાઓ અને તેઓને એકબીજા સામે એવા ચડાવો કે તેમની વચ્ચે લોહીની નદી ચાલે ત્યાં લગી લડે. બોલો, આ કામ તમારાથી બનશે કે નહિ?"

તેઓ બોલ્યા "હા સાહેબ, કેમ નહિ બને." સેતાને પૂછયું: "કહો. તમે કેમ શરૂઆત કરશો?"

ગુલામોએ જવાબ આપ્યો: "એ તો સહેલ છે. પ્રથમ તો આપે તેઓને પાયમાલ કરીશું, અને જ્યારે એકેકના ઘરમાં સુકી રોટલીનો ટુકડો સરખો પણ નહિ હોય, એટલે તેઓ ભેગા થાય એમ યુક્તિ કરશું. કહો પછી કેમ તેઓ અરસપરસ વેર વિના રહી શકવાના?"

સેતાન બોલ્યો: "શાબાશ, તમે તમારૂં કામ બરોબર સમજ્યા જણાઓ છો. હવે જાઓ, અને તેઓના કાન બરોબર ભંભેર્યા વિના હરગીજ પાછા ન ફરશો. જો આવ્યા તો જીવતાં તમારી ચામડી ઉખેડીશ."

પછી ત્રણે ગુલામો નીકળી પડ્યા, અને કોણે કયાં જવું, એ વિચારવા લાગ્યા. કામ કરતાં સ્વદ વધ્યો; દરેકને સહેલામાં સહેલું કામ જોઇતું હતું. છેવટે તેઓએ ચીઠી નાંખી, અને જેને ભાગે જે ભાઈ આવ્યો તેને ભભેરવા તે તે ગુલામ ચાલી નીકળ્યો. વળી તેઓએ એવો પણ ઠરાવ કર્યો કે જેનું કામ વહેલું ફતેહમંદ નીવડે તેણે બીજાઓની મદદે જવું. અને વખતો વખત અમુક જગ્યોએ મસલત કરવા એકઠા થવાનો પણ ઠરાવ કર્યો.

કેટલીક વખત વીત્યા પછી નીમેલ જગાએ ત્રણે ગુલામો એકઠા થયા. નીમેલી જગ્યા તે સ્મશાન પાસેનો પીપળો

હતો.

પહેલાં ગુલામે કહ્યું સમશેરબહાદુરની પાસે હું તો ઠીક ફાવ્યો છું. તે એના બાપને ત્યાં આવતી કાલે જશે."

તેના ગોઠીઆઓએ પૂછ્યું: "એ તું કેમ કરી શકયો?"

પહેલા ગુલામે જવાબ દીધો: "મેં સમશેરબહાદુરને એટલો તો ચઢાવ્યો કે તેણે આખી દુનીઆ જીતી લેવાનું બીડું બાદશાહ આગળ ઝડપ્યું. આ ઉપરથી બાદશાહે સમશેરબહાદુરને ઉત્તરનો મુલક જીતવાનું ફરમાવ્યું. સમશેર બહાદુર રણે ચઢયો. પહેલીજ રાત્રે તેના દારૂમા મેં ભેજ મેળવ્યો અને ઉત્તરના રાજાને તો ખુબ લડવૈયા બનાવી આપ્યા. લશ્કર જોતાંજ સમશેરના લડવૈયા બીધા. સમશેરે તોપ ચલાવવા હુકમ કર્યો, પણ તોપ શાની ચાલે? દારૂમાં તો બંદાએ પુષ્કળ ભેજ નાંખેલો. સમશેરના સીપાઈ ઘેટાંની માફક નાઠા, અને ઉત્તરના રાજાએ તેઓની પાછળ પડી કતલ ચલાવી, સમશેરની નામોશી થઈ. તેની જાગીર બધી છીનવી લીધી છે, અને આવતી કાલે તેને તોપે ચઢાવવાનો હુકમ છે. હવે મારે એકજ દહાડાનું કામ રહ્યું છે. તેને હું કેદખાનામાંથી ભગાડી મૂકીશ, એટલે તે તેના બાપને ત્યાં દોડી જશે. આવતી કાલે હું છુટો થઇશ. એટલે જેને મદદ જોઈએ તે માંગજો."

પછી બીજો ગુલામ બોલ્યો: "ધનવંતરી મારા દાવમાં ઠીક આવી ગયો છે. મારે કોઇની મદદ નહિ ખપે. ધનાભાઇથી અઠવાડીઉં થોભાય તેમ લાગતું નથી. પહેલાં તો મેં એવી યુક્તિ કરી કે તે ખાઈ પીને ખૂબ હષ્ટપુષ્ટ થાય, અને લોભીઓ પણ ખૂબ બને. તેનો લોભ તો એવો વધ્યો કે બધી વસ્તુ પોત-

તાની કરી લેવાનું તેને મન થયું. અખુટ માલ પોતાની વખારમાં ભરવામાં પોતાનો પૈસા તેણે પાણી જેમ રેડયો છે. હજુ એ તે ભરતો જાય છે. હવે તો તેને ઉછીના પૈસા લેવા પડે છે. તેનું કરજ તો તેની ઉપર સર્પનો ભારો થઈ પડયું છે. તેમાંથી છુટવાની તે આશાજ ન રાખે. એક અઠવાડીઆમાં તેને હુંડીઓ ભરવી પડશે. તેનો માલ બધો હું સડાવી મુકીશ. પછી તો તેને તેના બાપને ત્યાં ગયેજ છુટકો છે."

હવે બન્ને જણે મુર્ખાવાળા ગુલામને પુછયું: "કેમ ભાઇબંધ, તારૂં કામ કેમ ચાલે છે?" ત્રીજાએ જવાબ દીધો: "મ્હારા કામનું ન પુછો. હું તો મુવો પડયો છું. પહેલાં તો મેં મુર્ખાની છાશને એવા કાટ ચઢાવ્યો, કે પીતાંજ પેટમાં સખત દરદ થાય પછી તેની જમીન સુકવીને પથરા જેવી કઠણ કરી નાખી, કે જેથી કોદાળીના ઘા કરતાં તેના હાથ પણ બખડી જાય. આટલું કર્યા પછી મારી ઉમેદ એવી હતી કે મુર્ખો ખેડી નહિ શકે પણ તેણે તો ખેડવાનું અને ઘાસ પાડવાનું છોડયુંજ નહિ. પેટમાં ઘણુંએ દરદ થાય, છતાં મુર્ખો હળ છોડેજ નહિ. એટલે મેં તેનું હળ ભાંગ્યું. મુર્ખો તો ઘેર દોડી ગયો, બીજું હળ લાવ્યો અને વળી ખેડ શરૂ કરી. એટલે હું જમીનની નીચે પેઠો, હળના દાંતો ઝાલ્યા. મુર્ખાએ તો દાંત કચકચાવીને, વાંકા વળીને એટલું તો જોર કર્યું કે મારા હાથપણ ચપાઇ ગયા. તેણે તો લગભગ આખું ખેતર ખેડી કાઢયું છે. માત્ર એક નાનકડો ઘાસ બાકી છે. હવે તો તમે બેઉ મારી મદદે આવો અને આપણે મુર્ખાને પછાડીએ તો ઠીક, નહિ તો આપણી બધી મહેનત ફોકટમાં જશે. મુર્ખો જો ખેતરમાં

મચ્યો રહેશે તો લગોમાં ખરેખરો ભૂખમરો દાખલ નહિજ થાય. તે એકલો પોતાના બન્ને ભાઇનું પોષણ કરશે."

સમશેરબહાદુરવાળો ગુલામ બીજે દહાડે છુટો થવાની આશા રાખતો હતો. એટલે તેણે તેજ દહાડે મદદ કરવાનું વચન આપ્યું. અને ત્રણે ગુલામ પાછા કામે ચઢ્યા.



# પ્રકરણ ૩ જું

મૂરખરાજે એક નાનકડા ટુકડા સીવાય બધી જમીન ખેડી નાંખી હતી, અને હવે તે ટુકડો પૂરો કરવા આવ્યો હતો. તેના પેટમાં દરદ હતું, છતાં ખેડ તો કરવી જ જોઈએ એમ તેને લાગ્યું, તેથી હળ જોડયું અને કામ શરૂ કર્યું. એક ફેરો તો પૂરો કર્યો અને હળ પાછું વાળ્યું ત્યારે કેમ જાણે સખત મુળીયામાં ભરાઇ ન ગયું હોય એમ તેને લાગ્યું. પરંતુ એ તો પેલો ગુલામ હતો, તેણે પોતાના પગ અંદર ભરાવી દીધા હતા, અને હળને ખેંચી રાખવા માંગતો હતો.

મૂરખરાજે વિચાર્યું "આતે કેવું અજાયબ જેવું! મુળીયું

તો ક્યાંય દેખાતું નથી. પરંતુ પેલુ હોવું જોઇએ." એમ કહી મૂરખરાજે હાથ ઉંડા નાંખી આમ તેમ ફેરવ્યો. અને જે હાથમાં આવ્યું તે પકડીને ખેંચી કહાડયું. એ મુળીયાની માફક કાળું લાગતુ હતું, પણ તેના હાથમાં તે તરફડતું હતું. એ તો પેલો ગુલામજ તો. મૂરખરાજ તેને હળની ઉપર ફેંકવા જતો હતો તેટલામાં ગુલામ બોલી ઉઠયો. "મને ઇજા ન કરશો. હું તમે જે કહેશો તે તમારે સારૂ કરીશ."

મૂરખરાજે પૂછ્યું. "તુ મારે સારૂ શું કરી શકે છે?"

ગુલામે જવાબ આપ્યો, "જે તમે કહો તે."

મૂરખરાજે માથું ખજવાળીને કહ્યું: "મારા પેટમાં દુઃખે છે તે તુ મટાડી શકે ખરો?"

ગુલામે જણાવ્યું: "એ હું કરી શકું છું."

મૂરખરાજે જવાબ દીધો: "ત્યારે કર."

ગુલામે વાંકા વળી પોતાના પંજાથી ખોતરીને ત્રણ પાંખડીવાળુ એક મુળીયું ખેંચી કાઢયું અને તે મૂરખરાજને આપ્યું.

ગુલામે કહ્યું: "આ મુળીઆની એક પાંખડી જે માણસ ગળી જાય તેને ગમે તે દરદ હોય તે મટે છે."

મૂરખરાજે મુળીઆની એક પાંખડી લીધી. તુરતજ તેનું દરદ શાંત પડયું.

ગુલામે કહ્યું: હવે મને જવા દો. હું ધરતી માંહે સરી જઇશ અને કદિ પાછો આવીશ નહિ."

મૂરખરાજ બોલ્યો: " ભલે જા, ઇશ્વર સહાય તારી

સાથે રહેજો. "

મૂરખરાજે જેવું ઇશ્વરનું નામ લીધું કે તુરતજ જેમ પાણીમાં ફેંકેલો પથરો તળીએ જઇ બેસે, તેમ ગુલામ ધરતી માંહે પેઠો અને તેમાં માત્ર બાકોરૂંજ દેખાતું રહ્યો.

મૂરખરાજે મુળીઆની બીજી બે પાંખડી પોતાની પાઘડીમાં ખોસી દીધી, અને પાછું હળ હાંકવા માંડયું. ખેતી પૂરી કરીને ઘેર ગયો. ઘોડાને છોડીને પોતે ઝુંપડીમાં દાખલ થાય છે તો સમશેરબહાદુર અને તેની વહુને વાળુ કરતાં જોયાં. સમશેરની જાગીર જપ્ત થઇ હતી. અને તે મુશીબતે કેદખાનામાંથી નાસીને હવે પોતાના બાપની સાથે રહેવા દોડી આવ્યો હતો.

સમશેરે મુર્ખાને દીઠો, ને જણાવ્યું:" હું તારી સાથે રહેવા આવ્યો છું. તારે અને મારી વહુને જ્યાંસુધી મને બીજી નોકરી ન મળે ત્યાંસુધી ખવડાવીશ ને?"

મુર્ખો બોલ્યો:" ભલે તમે મારી સાથે રહેજો."

પણ જ્યારે મુરખો પાટલા પર બેસવા જતો હતો, ત્યારે સમશેરની સ્ત્રીને તો તેની વાસ ન ગમી; પોતાના પતિ પાસે જઇ બોલી ઉઠી:" હું કંઇ એક ગંદા ખેડુતની સાથે મારૂં વાળુ કરવાની નથી." એટલે સમશેર મુર્ખા તરફ જોઈ બોલ્યો, " મારી સ્ત્રી કહે છે કે તું તો વાસ મારે છે. મને લાગે છે કે તું બહાર બેસીને જમે તો સારૂં."

મુર્ખાએ જવાબ દીધો: " બહુ સારૂં. નહિ તો પણ મારે ઘોડાને નેગાણ દેવા બહાર જવુંજ પડત."

પછી મુર્ખો પોતાના કપડા અને થોડો રોટલો લઈને બહાર ગયો.




# પ્રકરણ ૪ થું.

તમશેરવાળા ગુલામે પોતાનુ કામ પૂરૂ કર્યું એટલે અગાઉ કરેલા ઠરાવ મુજબ મુર્ખાવાળા ગુલામને મદદ કરવા આવી પહોંચ્યો. તો, ખેતર ઉપર આવીને આગાને ખુબ જોયું, પણ પોતાના ભાઈબંધને ન દીઠો. માત્ર એક ખાડોજ જોવામાં આવ્યો.

તેણે વિચાર્યું, "આ તો ચોક્ખુ દેખાય છે કે મારા ભાઈ બુધ ઉપર કંઈક આફત આવેલી હોવી જોઈએ. હું હવે તેની જગ્યા લઉં. મુર્ખાએ ખેતર તો પૂરૂ કર્યું, હવે તો તને વાડીમાં હંફાવવા જોઈશે."

વાડીમાં ગુલામે પાણીથી મુર્ખાની ઢગીઆ બોળી કરી મૂકી અને મોઢું પૂર આવેલુ તેથી ઉપર કાદવ પથરાયેલા હતા. મુર્ખો સવાર પડતાં દાતરડાની ધાર કાઢીને ઘાસ કાપવા આવ્યો. તેણે કામ શરૂ કર્યું પણ એક બે વાર દાતરડું ચલાવ્યું

તેવામાં તેની ધાર વળી ગઈ, અને દાતરડું જરાએ ચાલે નહિ. મુર્ખો તોએ મંડયો રહ્યો. પણ જ્યારે દાતરડું ન ચાલ્યું ત્યારે મનમાં બોલી ઉઠયો "આમ કાંઈ વળનારું નથી. હું ઘેર જાઉં, ધાર કાઢવાનાં હથીઆર લઈ આવું અને સાથે ટુકડો રોટલો પણ લાવું, એક અઠવાડીયું જાય તો પણ શું થયું? ઘાસ તો કાપ્યેજ છુટકો છે."

ગુલામ આ સાંભળી રહ્યો ને મનમાં બબડી ઉઠ્યો "આ મુર્ખો ચીકટ માણસ છે. મારાથી આગળ તો તેને નહિ પહોંચી વળાય હવે બીજી યુક્તિ રચવી પડશે."

મુર્ખો પાછો ફર્યો, દાતરડાની ધાર કાઢી અને ઘાસ કાપવું શરૂ કર્યું. ગુલામે ઘાસમાં પેસીને દાતરડાની અણી પકડવા માંડી. આથી મુર્ખાને મહેનત તો બહુજ પડી. પણ જ્યાં બહુ ભેજ હતો, તે નાના ટુકડા સિવાયનો ભાગ તેણે પૂરો કર્યો. હવે ગુલામ કાદવમાં પેઠો અને મનની સાથે નિશ્ચય કર્યો કે પોતાના પંજા કપાય તો ભલે, પણ મુર્ખાને ત્યાં તો ઘાસ કાપવા નજ દેવું.

મુર્ખો ત્યાં પહોંચ્યો. ઘાસ કાપવું હતું તો પણ દાતરડું ચલાવતાં બહુ મહેનત પડતી હતી. આથી મુર્ખો બહુ ગુસ્સે થયો અને પોતાનું બધું જોર વાપરીને દાતરડું ચલાવવા લાગ્યો. ગુલામ પાછો પડ્યો. મુર્ખાના જોરની આગળ તેનું કંઈ વળ્યું નહિ. એટલે તે ઝાડીમાં ભરાઈ ગયો. મુર્ખાએ દાતરડું ઉગામ્યું તે ઝાડીમાં ભરાયું અને ગુલામની અરધી પુંછડી કપાઈ, મુર્ખાએ કાપવાનું પૂરૂં કર્યું. માંધીએ ઘાસ એકઠું કર્યું અને

મુર્ખો પોતે બાજરી લણવા ચાલ્યો. પણ અરધ પુંછડીઓ ગુલામ ત્યાં પહેલો પહોંચી ગયો હતો. તેણે બાજરીને એવી હાલતમાં કરી હતી કે મુર્ખાનું દાતરડું ચાલવાનું ન આવે. મુર્ખો ઘેર દોડી જઈને બીજું હથીઆર લાવ્યો, અને બાજરી પૂરી કરી નાંખી.

મુર્ખે વિચાર કર્યો. "હવે હું બીજા ભાગ ઉપર જાઉં."

અરધ પુંછડીઆએ આ સાંભળ્યું અને મનમાં વિચાર્યું: "વાડમાં ને બાજરીના તો મુર્ખાને ન પહોંચાયું; હવે જોઉં છું, આમાં શું થાય છે!"

બીજી સવારે મુર્ખો બહુજ વહેલો જઈ પહોંચેલો હોવાથી અરધ પુંછડીઓ પહોંચે તેના પહેલાં મુર્ખે પોતાનું કામ પુરૂ કર્યું હતું. અરધ પુછડીઓ ગભરાયો અને ખીજાયો. તેણે કહ્યું: "મુર્ખાએ તો મને બહુ હરાવ્યો અને થકાવ્યો. આતો ખરેખર મુર્ખોજ. મુર્ખાને કંઈ શીંગડાં હોય? બેવકુફ પુરૂ ગુતો પણ નથી. એને તે કેમ પહોંચી વળાય? હવે તો હું દાણાના ઢગલામાં પેસી જાઉં અને બધા સડવી દઉં."

આમ વિચારી અરધ પુછડીઓ દાણાના ઢગલામાં પેઠો, દાણા સડવા લાગ્યા. તે દાણાને તેણે ગરમ કર્યા તેથી પોતાને પણ ગરમી છુટી તેથી તેમાં ઉંઘી ગયો.

મુર્ખો મોંઘીની સાથે ઘોડી જોડીને ચાલ્યો. દાણા ગાડાનાં નાંખવા લાગ્યો. બે ઝપાટા પુરા કર્યા અને ત્રીજી વખત ભરવાને જાય છે તો દાંતલો અરધ પુંછડીઆની પીઠમાં ગરી ગયો. ઉંચકે છે તો દાંતલા ઉપર તેણે અરધ પુંછડીઆને તરફડતો ને

નીકળી પડવાનો પ્રયત્ન કરતો દીઠો.

તેને જોઇને મુર્ખો બોલી ઉઠ્યો "અરે ગધ્ધા! પાછો તું આવ્યો કે!"

અરધ પુંછડીઆએ કહ્યું: "હું તે નહિ. પેલો તો મારો ભાઇ હતો, હું તો તારા ભાઈ સમશેરની ગાડે હતો."

મુર્ખો કહે: "ભલે, તુ ગમે તે હોય. તારી પણ એજ વલે થશે." એમ કહીને મુર્ખો તેને ગાડીની સાથે અફાળવા જતો હતો તેટલામાં તેણે કહ્યું: "મને તમે જવા દો, હું ફરી નહિ આવું અને તમે જે કહો તે કરૂં."

મુર્ખાએ પુછ્યું: "તુ શું કરી શકે છે?" ગુલામે જવાબ દીધો "તમે કહો તેમાંથી હું સીપાઈ બનાવી શકું છું."

મુર્ખે કહ્યું: "તે મારે શું કામના?" ગુલામે કહ્યું: "તમે જે ચાહો તે તેની પાસે કરાવી શકો છો."

મુરખે પૂછ્યું: "તેઓ ગાઇ શકે ખરા?

ગુલામ કહે: "હા."

મુરખે કહ્યું: "ભલે ત્યારે થોડા બનાવ." ગુલામે પછી કેટલાંક બાજરાનાં ડુંડાં લીધાં અને પોતાને હાથે અછાળીને જણાવ્યું: "આમ તેને પછાડો અને હુકમ કરો એટલે ડુંડાં-માંથી સીપાઇ પેદા થશે."

મુર્ખાએ તેમ કર્યું અને ડુંડાના સીપાઈ બન્યા. તેમાં એક નગારચી અને શંખ ફુંકનારો પણ હતા. આને જોઇ મુર્ખાએ હસી દીધું અને કહ્યું: "વાહ! આતો ઠીક છે. છોડીઓ તમાસો જોઇ રાજી થશે."

અરધ પુંછડીઆએ કહ્યું: "હવે મને જવાની પરવાનગી આપો."

મુરખે કહ્યું: "હજુ નહિ જવાય. બાજરીના હુંડાંના સીપાઈ બનાવું તે [illegible] બાધા પડે. મારે તો હુંડાના બનાવવા છે. સીપાઈમાંથી પાછા હુંડાં કેમ બનાવવા એ પણ તારે શીખવાડવું જોઈએ." [illegible] અરધ પુંછડીઆએ સીપાઈના હુંડાં બનાવવાની રીત પણ શીખવી, અને જવાની રજા માંગી.

મુર્ખાએ રજા [illegible] આપી, અને અગાઉ જેમ કહ્યું: "ઈશ્વર તારી [illegible] કરજે." મુર્ખાએ ઈશ્વરનું નામ લીધું તેવોજ અરધ પુંછડીઆ ગુલામ તેના ભાઈબંધની માફક જમીનમાં પેઠો [illegible] ખાડોજ જોવાનો રહ્યો.

• હવે મુર્ખો ઘેર [illegible] છે તો તેના ભાઈ ધનવંતરી અને તેની વહુને જોયાં. બન્ને વાળુ કરતાં હતાં. ધનવંતરીથી તેનું કરજ ચુકવી શકાતું નહોતું. લેણદારોની પાસેથી ભાગીને બાપને ઘેર [illegible] હતો. મુર્ખાને જોઈને તેણે કહ્યું: "ભાઈ હું [illegible] શરૂ કરી શકું ત્યાં લગી મને અને મારી સ્ત્રીને તારે ત્યાં [illegible] દેજે."

મુર્ખાએ [illegible] દીધો: "ભલે સુખેથી રહો."

પછી મુર્ખો [illegible] ઉતારી જમવા બેઠો, ધનવંતરીની વહુ બોલી ઉઠી: "[illegible] પસીનાથી ભીંજાએલો છે. તેની પડખે બેસી [illegible] કેમ જમીએ?" તેથી ધનવંતરીએ તેને બહાર જઈ ખાવા કહ્યું.

મુર્ખો કહે "[illegible] બહુ ઠીક વાત છે, મારે હજી બહુ કામ પણ છે." એમ બોલી મોટો રોટલો લઈ બહાર ગયો.

મહેનત સફળ થઈ. હવે તે બીજા ઝાડ તરફ ગયો, અને પછી ત્રીજા ઉપર. બધામાં પુષ્કળ મહેનત પડી.

મુર્ખાની ઉમેદ તો એવી હતી કે સાંજ પડતાં પચાસેક નાનાં ઝાડ કાપી લઈશ. પણ તેટલા વખતમાં તેણે તો ભાગ્યેજ છ કાપ્યાં. તે ખૂબ થાકયો હતો અને તેના પસીનાની વરાળ એટલામાં ફેલાઈ રહેલી છતાં તેણે તો કામ છોડયું નહિ. તે બીજું ઝાડ કાપવા ગયો પણ તેની પીઠ એટલી બધી દુઃખવા લાગી કે તે ઉભો રહી ન શકયો. કુહાડી થડમાં ભરાવી રાખી જરા આરામ લેવા બેઠો. મુર્ખાને થાકેલો જોઈ ગુલામ મનમાં ફૂલાયો અને વિચારવા લાગ્યોઃ "આખરે મુર્ખો થાકયો તો ખરો. હવે તે મૂકી દેશે એટલે હું પણ જરા થાક ખાઉં."

આમ વિચારી તે એક ડાળ ઉપર બેઠો પણ મુર્ખો તો તેટલામાં ઉભો થયો, કુહાડી ખેંચી કાઢી, અને જોરથી ઉગામી ને એવા તો ઝપાટાથી મારી કે થડ તુરતજ તૂટી ગયું અને જમીન પર પડયું ગુલામને તો આવી આશા જરાયે નહોતી. તેના પગ ખેંચી લેવા જેટલો વખત નહોતો રહ્યો તેની એક ડાળીમાં તેનો પંજો ભરાયો. મુર્ખો ડાળીઓ કાપવા જતો હતો તેટલામાં તેણે ગુલામને જોયો અને તે આશ્ચર્ય પામીને બોલ્યોઃ "ઓ! સેતાન, તું વળી પાછો આવ્યો કે?" ગુલામે જવાબ દીધો "હું તો બીજો છું. હું તમારા ભાઇ ધનવંતરાજા સાથે હતો."

મુર્ખો બોલ્યોઃ "તું ગમે તે હો, પરંતુ તારાયે એજ

હાલ થયા." એમ કહી મૂરખે કુહાડી ઉગામી અને મારવા જતો હતો તેટલામાં ગુલામ કરગરવા લાગ્યો: "મને ન મારો, અને તમો કહેશો તે હું કરીશ."

મુર્ખો બોલ્યો: "તું શું કરી શકે છે?"

ગુલામ બોલ્યો: "તમો કહો તેટલા પૈસા બનાવી શકું છું."

મુર્ખો બોલ્યો: "ઠીક છે. જોઇએ, બનાવ." એટલે ગુલામે પૈસા કેમ બનાવવા તે બતાવ્યું તેણે કહ્યું: "પેલા ઝાડનાં પાંતરાં લઇને તમારા હાથમાં ચોળો એટલે તમારા હાથમાંથી સોનાનાં ફુલ ખરશે."

મુર્ખે પાતરાં લીધાં, હાથમાં ચોળ્યા અને સોનાનાં ફુલ પડવા લાગ્યાં. મુર્ખો બોલી ઉઠયો: "આ તો મઝેનું કામ થયું. હવે મારા માણસો પોતાના બચેલા વખતમાં એનાથી રમશે."

ગુલામ બોલ્યો: "હવે મને રજા આપો." મુર્ખે રજા આપી અને કહ્યું: "ઈશ્વર તારી સાથે વસજો." એટલું મુર્ખો બોલ્યો કે તુરત ગુલામ જમીન તળે પેસી ગયો અને માત્ર એક ખાડોજ રહ્યો.

 

## પ્રકરણ ૬ ઠું.

ભાઈઓએ તો ઘરો બાંધ્યાં, અને નોખા રહેવા લાગ્યા. મુર્ખાએ લણવાનુ કામ પૂરું કર્યું. અને તેણે એક તહેવારને દિવસે તેના ભાઈઓને નોતર્યા. પરંતુ તેઓ ન આવ્યા. તેઓ બોલ્યા: "ખેડુત તહેવાર કેવો રાખે તે આપણે ક્યાં નથી જાણતા? ત્યાં જઈને શું કરીએ?"

તેથી મુરખાએ આસપાસના ખેડુતો અને તેની સ્ત્રીઓને બોલાવ્યાં, તેઓને જમાડ્યાં પછી મુરખાએ તેઓને સોનાનાં ફુલ આપ્યાં. સોનાનાં ફુલ જોઇને એક પર એક અથડાવા લાગ્યાં. અને એક બુઢ્ઢી તેમાં કચડાઈ પણ મુઇ. તેથી મુર્ખો બોલ્યો: "તમો કેવાં બેવકુફ છો, તમારે વધારે જોઈએ તો હું વધારે આપુ" અને એમ કહીને તેણે ખૂબ ફેંક્યાં. પછી છોકરાઓ ગાવા–નાચવા લાગ્યા. મુરખો બોલ્યો "તમને ગાતાં આવડે છે? જુઓ બતાવું." એમ કહી તેણે તો ખડમાંથી સિપાઇઓ બનાવ્યા, અને તેઓ ઢોલ શરણાઇ વગાડવા લાગ્યા. આમ થોડી વાર ગમ્મત કરાવીને પાછા સિપાઇઓને ખેતરમાં લઈ ગયો અને તેનું ખડ બનાવીને ફરીથી ગંજી ખડકી લીધી. પછી થાકયોપાકયો ઘેર ગયો અને તબેલામાં સૂતો.

# પ્રકરણ ૭ મું.

સમશેરબહાદુરે આ બધી હકીકત વિષે બીજે દહાડે સાંભળ્યું અને મૂરખરાજની પાસે બીજી સવારે ગયો. તેણે પૂછ્યું "તને સિપાઇઓ ક્યાંથી મળ્યા અને તું ક્યાં લઇ ગયો એ તું મને કહે." મૂરખરાજ બોલ્યોઃ "તેની તારે શી પરવા?" સમશેર બોલ્યોઃ "મારે શી પરવા? સિપાઇઓ આપણી પાસે હોય તો આપણે ગમે તે કરી શકીએ અને રાજ્ય સુદ્ધાં મેળવી શકીએ."

મૂરખરાજને આશ્ચર્ય લાગ્યું અને બોલ્યોઃ "જો એમ જ છે તો મને તેં અગાડી કેમ ન કહ્યું? તું કહે એટલા સિપાઇ હું બનાવી શકું એમ છે ઠીક થયું કે બ્હેને અને મેં મળીને ડુંડાં ઠીક એકઠાં કર્યાં છે." પછી મુર્ખો તેના ભાઇને કોઠાર પાસે લઇ ગયો, અને બોલ્યોઃ "જો હું સિપાઇ તો બનાવું છું પણ તારે તેઓને તરતજ લઇ જવા પડશે. કારણ કે જો તેઓને ખવડાવવું પડે તો તેઓ એક દહાડામાં ગામનો દાણો પૂરો કરીનાંખે"

સમશેરે સિપાઇઓને લઇ જવાનું વચન આપ્યું. મુર્ખે સિપાઇ બનાવવાનું શરૂ કર્યું. ભોંય ઉપર તેણે ડુંડાં ની એક ભારી પછાડી અને એક પલટણ તૈયાર થઇ. બીજી ભારી પછાડી અને બીજી પલટણ ઉભી થઇ. આમ કરતાં

આખું ખેતર ભરાઈ રહ્યું. પછી મુર્ખે પૂછ્યું: "હવે તો બસ થયું કે નહિ?"

સમશેર ગાંડોતુર થઇ બોલી ઉઠયો, "હવે બસ, ભાઈ તારો હું પાડ માનું છું" મુર્ખે જવાબ વાળ્યો "ઠીક, તને વધારે જોઇએ તો મારી પાસે આવજે અને હું વધારે બનાવી આપીશ. આ મોસમનો પાક સારો ઉતર્યો છે એટલે ડુંડાં પુષ્કળ છે."

સમશેર આ પલટણનો સેનાપતિ બન્યો, અને લડાઈ કરવા ચાલ્યો. તેટલામાં ધનવંતરી આવ્યો. તેણે પણ ગયા દહાડાની વાત સાંભળી હતી અને હરખાતો હરખાતો તેના ભાઇને પૂછવા લાગ્યો. "તને સોનું કયાંથી મળે છે એ મને તું કહે. જો મારી પાસે ભરપુર સોનું હોય તો હું તેમાંથી આખી દુનિયા ખરીદી લઉં"

મુર્ખો તો વળી તાજુબ થયો અને બોલ્યો: "તેં મને પહેલું કહ્યું હોત તો તને હું સોનાના ઢગલા ને ઢગલા આપત. હવે પણ જોઇએ તેટલું માંગ."

ધનવંતરી આ સાંભળી ગાંડોતુર બની ગયો અને બોલી ઉઠયો "હાલ તો તું મને ત્રણ ટોપલી ભરીને આપ એટલે બસ છે." મુર્ખે કહ્યું "ઠીક છે. ત્યારે ચાલો આપણે ખેતરમાં જઇએ. હું ગાડી પણ જોડું. કેમકે એટલું સોનું તારાથી કાંઈ ઉંચકી શકાશે નહિ."

પછી તેઓ ખેતર તરફ હાંકી ગયા. ટેકરાને કેટલાંક

પાંતરાં ઘસ્યાં અને સોનાનો મોટો ઢગલો થયો. પછી ધનવંતરી તરફ જોઈ બોલ્યો: "આટલું બસ થશે કે નહિ?"

ધનવંતરી બોલ્યો: "તે તો બહુ કરી. હાલ તુરતને સારૂ તો એટલું સોનું બહુ થશે. તારો પાડ હું કદી ભૂલીશ નહિ." મુર્ખે જવાબ દીધો: "મારી પાસે પાંતરાં પુષ્કળ છે. વધારે ખપ પડે તો આવજે, એટલે બીજું સોનું ઘસી કહાડીશ." ધનવંતરી ઢગલો લઈ વેપાર કરવા ચાલ્યો.

આમ એક તરફથી સમશેર લડાઈમાં અને ધનવંતરી વેપારમાં એમ બન્ને ભાઈ મચ્યા. સમશેરે એક રાજ્ય જીતી લીધું અને ધનવંતરીએ પુષ્કળ દોલત મેળવી. બંને ભાઈ પછી ભેળા થયા અને સમશેરે ધનવંતરીને કહ્યું: "મારી પાસે રાજ્ય તો છે, પણ સિપાઈઓને નિભાવવા જેટલા પૈસા નથી." ત્યારે ધનવંતરી બોલ્યો: "મારે પૈસાની ખોટ નથી. પણ રખેવાળની ખોટ છે." આ સાંભળી સમશેર બોલી ઉઠયો "ચાલો ત્યારે આપણે પાછા મુરખા પાસે જઈએ" હું વધારે સિપાઇ બનાવવાનું કહીશ અને તું તેને સોનું ઘસી કહાડવાનું કહેજે. મારા સિપાઇ તું લઈ જજે એટલે તેઓ તારી દોલતની રખેવાળી કરશે. અને હું સોનું લઈશ એટલે તેમાંથી મારા સિપાઈઓ ખાશે."

આમ મસલત કરી બને જણા મુર્ખા પાસે ગયા. સમશેરે વધારે સિપાઈની માંગણી કરી. મુર્ખો માથું ધુણાવી બોલ્યો: "હું હવે બીજા સિપાઈ નહિ બનાવું."

સમશેર બોલ્યો: "પણ તેં તો મને વચન આપ્યું હતું."

મુર્ખે જવાબ આપ્યો: "હા એ ખરૂં, પણ હું હવે વધારે બનાવવાનો નથી."

સમશેર બોલી ઉઠયો: "શું કામ હવે નહિ બનાવે?"

મુર્ખે જવાબ વાળ્યો, "તારા સિપાઇઓએ એક માણસને મારી નાખ્યો તેથી એક દહાડો હું હળ ખેડતો હતો તેટલામાં મેં રસ્તેથી જતી એક ઠાઠડી જોઇ. પૂછપરછ કરતાં માલુમ પડયું કે તારા સિપાઇઓએ એક બાઇના ધણીને લડાઇમાં મારી નાખ્યો હતો. હું તો ત્યાં લગી એમ સમજતો કે સિપાઇઓનું કામ ગાવા બજાવવાનું હતું. પરંતુ તેઓ તો માણસમારા દેખાય છે. એટલે હવે હું એક પણ સિપાઇ બનાવવાનો નથી."

ધનવંતરીને પણ મુર્ખાએ સોનું બનાવી આપવાની ચોખ્ખી ના પાડી, અને કારણ બતાવ્યું કે ધનવંતરીના પૈસાથી એક પાડોશીને પોતાની ગાય ખોવી પડી હતી.

ધનુવંતરીએ તેનું કારણ પૂછયું. મૂરખે કહ્યું: "મારા એક પાડોશીને ઘેર એક ગાય હતી. તેનું દૂધ દહીં તેનાં છોકરાંઓને સુખેથી મળતું હતું એક દહાડો તે છોકરાંઓ મારી પાસે દૂધ માંગવા આવ્યાં. તેઓને પ્રશ્નતાં મને માલુમ પડયું કે તારો ખજાનચી છોકરાંઓની માને સોનાની ત્રણ લગડીઓ આપીને ગાય લઇ ગયેલો. તેથી છોકરાંઓ દૂધ વિનાના થઇ રહેલાં હતાં. મેં તો એમ ધાર્યું હતું કે સોનાના લખોટા બનાવી તું રમશે. પણ પરિણામ તો વિપરીત આવ્યું.

બિચારાં બાળક છોકરાંઓ ગાય વિનાનાં થઈ દૂધની તંગીમાં આવી પડ્યાં. એટલે હવે મારી પાસેથી સોનું મેળવવાની આશા ફોકટ સમજવી."

નિરાશ થઈ બંને ભાઈ પાછા ફર્યા અને પોતાની મુશીબતનો વિચાર કરવા લાગ્યા. સમશેરે ધનવંતરીને કહ્યું: "મારા સિપાઈને નિભાવવા જેટલા પૈસા તું મને આપ હું તને મારૂં અડધું રાજ્ય આપુ એટલે તારી દોલતનું રક્ષણ થશે."

ધનવંતરીને આ સૂચના ગમી: ભાઈઓએ પોતાની પાસે હતું તેના ભાગ પાડ્યા. હવે બંને રાજ્યવાળા થયા અને બંનેની પાસે પૈસો એકઠો થયો.



# પ્રકરણ ૮ મું.

મૂરખરાજ શાંતિથી પોતાને ઘેર રહેતો હતો. પોતાના ઘરડાં માબાપનું ભરણ પોષણ કરતો અને મૂંગી બ્હેનની સાથે ખેતરના કામમાં મચ્યો રહેતો હતો. એક દહાડો તેનો કૂતરો બીમાર થયો અને મરવાની અણીપર આવ્યો. મૂર્ખાને દયા આવી, અને તેને રોટલીનો ટુકડો આપ્યો. આ રોટલીનો ટુકડો તેણે પોતાની ટોપીમાં

ઘાલ્યો હતો. તેની ટોપીમાં પેલા ગુલામે આપેલાં મુળીયાં પણ મૂર્ખો નાંખતો, આમાંનું મુળીયું રોટલીના કકડાની સાથે પડી ગયું. કુતરો રોટલીની સાથે તે પણ ગળી ગયો અને તુરતજ સાજો થઈ, રમવા, ભસવા અને પૂંછડી હલાવવા મંડી ગયો, મૂર્ખાનાં માબાપ આ જોઇ આશ્ચર્ય પામ્યાં અને પૂછ્યું: "આ કૂતરાને તેં કઇ રીતે સાજો કર્યો?"

મુર્ખે જવાબ આપ્યો: "હરકોઈ પણ દરદ મટાડવાને સારૂ મારી પાસે બે મુળીયાં હતાં તેમાંથી એક આ કુતરો ગળી ગયો તેથી તે સાજો થયો છે."

આ સમયે મુર્ખાના ગામના બાદશાહની દિકરી માંદી હતી. બાદશાહે એવો ઢંઢેરો પીટાવ્યો હતો કે જે માણુસ તે બાઇને સાજી કરે તેને ઇનામ મળશે અને જો તે માણુસ કુવારો હશે તો તે છોકરી તેને પરણશે

આ ઢંઢેરાની વાત મુર્ખાના બાપે મુર્ખાને કરી અને કહ્યું: "બેટા તું રાજાને ત્યાં જા. તારી પાસે મુળીયું છે તે તેની છોકરીને આપજે, અને આથી તું સુખી થશે."

મુર્ખો બોલ્યો: "ઠીક બાપા. હું જાઉં છું."

મુર્ખો જવાને તૈયાર થયો. માબાપે તેને શણગાર્યો. જેવો તે બહાર નીકળ્યો તેવોજ તે એક લકવો થએલ હાથવાળી ભિખારી ઓરતને મળ્યો. મુરખાને જોઇ આ ઓરત બોલી: "મેં સાંભળ્યું છે કે તમારી પાસે દરદો મટાડવાની અકસીર દવા છે. ભાઈ સાહેબ, મારો હાથ મટાડો. હું મારાં કપડાં પણ મારે હાથે પહેરી શકતી નથી."

મૂર્ખો બોલ્યો: "ઠીક છે." એમ કહી તેણે મુળીયું ભિખારણને આપ્યું. તે ગળી ગઈ. અને તેનો લકવો દૂર થયો. મૂર્ખાને આશીર્વાદ આપી તે ચાલતી થઈ. મુરખાના માબાપ રાજાને ત્યાં તેની સાથે જતાં હતાં. જ્યારે મૂરખે આમ તેનું મુળીયું ભિખારણને આપી દીધું અને તેની પાસે કાંઈ જ ન રહ્યું એમ જોયું ત્યારે તેઓ દિલગીર બની ગુસ્સે થયાં.

તેઓ બોલ્યાં: "ભાઈ, તને ભિખારણની ઉપર દયા આવી. રાજાની દિકરી સારૂ તું બીલકુલ દિલગીર થતો નથી?" મૂરખાને તો તેની પણ દિલગીરી હતી, પણ તેની આગળ ઉભેલી ભિખારણને તે કેમ કાઢી મૂકે? મૂર્ખો ગાડી જોડી તેમાં ઢુંઢાં નાંખી ચાલવા લાગ્યો. બાપે પૂછ્યું: "કેમ ભસ્યા. ક્યાં જાય છે?"

મૂરખે જવાબ આપ્યો: "રાજાની દિકરીની દવા કરવા."

"પણ તારી પાસે તો દવા કંઈ રહી નથી." એમ બાપ બોલી ઉઠયો.

મૂર્ખે હોંશેથી જવાબ આપ્યો: "બાપા, તમે ફિકર ન કરો. બધું સારૂં થઈ રહેશે." પછી તે રાજાને મહેલે ગયો, અને જેવો તે ઉંબરા પાસે પહોંચ્યો કે તરત રાજાની દિકરી સાજી થઈ. રાજા તેથી ખુશી થયો. તેણે આ મૂર્ખાને પોતાની પાસે તેડાવ્યો. અને તેને ભારે પોષાક પહેરાવી રાજા બોલ્યો: "તમે આજથી મારા જમાઈ છો."

મુર્ખે કહ્યું: ' જેવી આપની મરજી.'

પછી મૂરખરાજના વિવાહ થયા, થોડા વખત પછી રાજા મરણ પામ્યો. રાજાને કુંવર ન હોવાથી મૂરખરાજ ગાદીપતિ થયો. આમ ત્રણે ભાઇ બાદશાહી ભોગવતા થયા.



# પ્રકરણ ૯ મું.

આમ ત્રણે ભાઇઓ રાજકર્તા થઇ રહ્યા. નામશેરબહાદુર આબાદ થયો. કુંડલાના સિપાઇ વડે બીજા સિપાઇઓ પણ મેળવી શક્યો. ઘર દીઠ એક સિપાઇ આપવાની રૈયત ઉપર ફરજ પાડી. આમ તેની પાસે સિપાઇઓની ઠીક સંખ્યા જામી. અને જો કોઇ તેની સામે થાય તો તે તુરત તેની સાથે લઢી પોતાનું ધાર્યું કરતો. આથી તેના મનમાં એવો ભરોસો આવ્યો કે આવી સ્થિતિ હંમેશાં નભી રહેશે.

ધનવંતરી પણ સુખે દિવસ ગાળવા લાગ્યો. મુર્ખાની પાસેથી મળેલા પૈસામાં પણ વધારો કર્યો. પોતાના રાજ્યનું બંધારણ બાંધ્યું. લોકો ઉપર કર નાંખી ખજાનો વધાર્યો. માથા દીઠ વેરો નાંખ્યો. ગાડીઓવાળા પાસેથી તથા જોડા વિગેરે વસ્તુઓ વેચનાર પાસેથી કર લીધા. બધા તેની ગરજ ભોગવતા થઇ પડ્યા એટલે તેને પણ વિશ્વાસ બેઠો કે તેવી સ્થિતિ સદાયે કાયમ રહેશે.

મૂરખરાજ તો રાજ્યનો માલિક બન્યા છતાં, હતો તેવો રહ્યો. પોતાના સસરાની મરણ ક્રિયા કરીને, પોતાના રાજ્યનો ઝભ્ભો ઉતારી એક કોરે મૂકી દીધો. અને પોતાની પાણકોરાની બંડી અને ઓખાઈ જોડા ફરી ધારણ કર્યા. અને ખેતરમાં કામ કરવાનું ફરી શરૂ કર્યું. તેનાં મા બાપ અને તેની બ્હેન મોંઘી તેની સાથેજ રહ્યાં.

લોકો કહેવા લાગ્યા કે "આપ તો હવે બાદશાહ છો. આપને આમ કરવું ઘટે નહિ."

મુર્ખે કહ્યું: "ત્યારે શું રાજા ખાય નહિ? ને જો ખાય-તો કામ ન કરે?"

જે ધોરણે મૂરખરાજે વહેવાર રાખ્યો તેને પૈસાની લેવડદેવડનો અવકાશ રહ્યો નહિ. તેથી સસરાના જમાનના ચોવડીઆ અમલદારો આવીને કહેવા લાગ્યા: "સરદાર, નોકરોના પગાર આપવાને સારૂ ખજાનામાં પૈસા નથી."

મૂરખરાજે જવાબ આપ્યો: "ત્યારે તેઓને પગાર નહિ આપવા."

એક અમલદાર બોલી ઉઠ્યો: "આ પ્રમાણે તો કોઈ નોકરી નહિ કરે."

મૂરખરાજ બોલ્યો: "ભલે, આપણને તેઓની નોકરીનું કામ નથી. તેઓ જમીન ખેડશે તો બસ થશે. અને તેટલુંએ નહિ કરે તો ભૂખે મરશે."

વળી લોકો મૂરખરાજની પાસે ન્યાય કરાવવા આવતા

ચારે તેના ન્યાયનું ધોરણ વિચિત્ર લાગતું.

એક વેળા એક શેઠીઓ પોતાના ઘરમાં થએલી ચો-રીની રાવ લાવ્યો.

મૂરખરાજે ઇન્સાફ આપ્યો: "જે માણસ પૈસા ચોરી ગયો તો તેની જરૂર હશે, એટલે ફરીઆદીએ શાંતિ રાખ-વી ઘટે છે."

આમ થવાથી લોકોમાં મૂરખરાજ નામ પ્રમાણે ગુણ વાળો ગણાવા લાગ્યો. એક વેળા તેની રાણીએ તેને કહ્યું: "તમને તો બધા તમારા નામ પ્રમાણે ગુણ છે એમ માને છે."

મૂરખરાજે જવાબ આપ્યો "એ તો ભલી વાત થઈ."

રાણી કાંઈક વિચારમાં પડી ખરી. પણ પોતે મુર્ખાના જેવી ગાંડી ને ભલી હતી એટલે મુર્ખાના જવાબથી ના-રાજ ન થઈ. મનમાં તેણે વિચાર્યું "શું હું મારા ધણીની સામે થાઉં? એ તો બનેજ કેમ? જેમ સોય ચાલે તેમ દોરી તો તેની પાછળ ચાલશેજ." તેથી તે મોંઘીની પાસે ખેતરનું કામ શીખવા લાગી. તે કામમાં પાવરધી થઇ, અને પોતાના ધણીને કામમાં મદદ કરવા લાગી.

પરિણામ એ આવ્યું કે ડાહ્યા ડમરાઓ મુર્ખાનું રાજ્ય છોડી ચાલ્યા ગયા, માત્ર સાદા રહ્યા. કોઈની પાસે ધન દોલત ન મળે. મહેનત મજુરી કરી પોતાનું પોષણ કરવા લાગ્યા. અને તે ગામમાં વખતો વખત સાધુ પુરૂષો ચઢી આવતા, તેઓની આ બધા માણસો આગતાસ્વાગતા કરતા.



# પ્રકરણ ૧૦ મું.

સેતાન તો તેના ગુલામોની રાહ જોઈ રહ્યો હતો કે તેઓ મૂરખરાજ અને તેના ભાઈઓને પછાડવાના ખબર ક્યારે લાવે? પણ ખબર તો ન આવ્યા. તે પોતે તપાસ કરવા નીકળી પડ્યો. ખૂબ ઢુંઢતાં ત્રણ ગુલામોને જોવાને બદલે તેણે તો ત્રણ પાતાળીયા ખાડા જોયા.

આથી તેણે વિચાર્યું કે "એટલું તો ચોખ્ખું દેખાય છે કે ગુલામો પોતાના પ્રયત્નમાં સફળ નથી થયા. હવે તો મારે જાતે ગયે છુટકો છે"

પછી તે પેલા ભાઈઓને શોધવા ગયો. તેણે જોયું કે તે પોતાને અસલ ઠેકાણે નહુતા, અને ત્રણે જણ રાજ્ય કરતા હુતા. આ તેને બહુ દુઃખ રૂપ થઈ પડ્યું પહેલાં તે સમશેરને ત્યાં ગયો. સેતાને સેનાધિપતિનો વેષ લીધો હતો. સલામ કરીને સેતાન બોલ્યો "મહારાજાધિરાજ, મેં સાંભળ્યું છે કે આપ બહાદુર લડવૈયા છો આપની કૃપાથી લડાઈનું કામ હું સારૂં જાણું છુ અને બંદાને નોકરી આપશો તો મારી ફરજ બજાવીશ."

સમશેર ભોળવાયો, લલચાયો, ને સેતાનને નોકરીમાં રાખ્યો.

નવા સેનાધિપતિએ નવા સુધારા ખૂબ દાખલ કર્યા.

ઘણા માણસો જે તેના મનને વધારે ધંધાવાળા લાગતા હતા, તેઓને સિપાઈગીરી કરવાની ફરજ પાડી. જુવાનીયા માત્રની પાસે સિપાઈગીરીની નોકરી લીધી. આમ એક તરફથી સિપાઈઓ વધ્યા, અને બીજી તરફથી દારૂગોળા નું ખર્ચ વધ્યું. નવી તોપો એવી બનાવી કે જેઓથી પાંચ સે ગોળી એકદમ છુટે.

સમશેરને આ બધું ગમ્યું. હવે આટલા બધા સિપાઈ-ને કંઈક ધંધો તો ચોક્કસ જોઈએ. તેથી તેણે પાસેના રા-જાની સામે લડાઈ શરૂ કરી. તેની નવી તોપોથી પાસેના રાજાનું અડધું લશ્કર માર્યું ગયું. તે બીધો, શરણે ગયો, પોતાનું રાજ્ય સમશેરને સોંપ્યું. સમશેર બહુ ખુશી થયો. તેનો લોભ વધ્યો, એટલે તેણે વળી બીજા રાજાની ઉપર ચઢાઈ કરવાનો મનસુબો કર્યો.

સમશેરના નવા દારૂગોળાની વાત બધે ફેલાઈ હતી આ બીજા રાજાએ સમશેરની નકલ કરી. પોતાનાં લશ્કર, દારૂગોળો, વિગેરે વધાર્યાં. સમશેરના સુધારામાં વળી ઉમેરો પણ કર્યો. તેણે જુવાન મરદોને લડવાની ફરજ પાડી એટલુંજ નહિ પણ વગર પરણેલી ઓરતો પાસે પણ સિપાઈગીરૂં કરાવ્યું. તેણે વળી હવાઈ વહાણો બનાવી તેમાંથી શત્રુઓની ઉપર દારૂગોળો નાંખવાની યુક્તિ શોધી કાઢી હતી.

સમશેર પોતાના મદમાં આવા રાજાની સાથે લડવા ચાલ્યો. પણ તેનું લશ્કર સામેના લશ્કરને દારૂગોળો અસર

કરે એટલે સુધી પહોંચ્યું તે પહેલાં તો શત્રુના લશ્કરની ઓરતો દારૂગોળાનો વરસાદ હવામાંથી વરસાવવા લાગી રામશેર હાર્યો, જીવ લઈને નાઠો, અને પોતાનું રાજ્ય ખોયું.

સેતાન ફુલાયો. હવે ધનવંતરી પાસે પહોંચ્યો. અહીં વેપારીને વેષે આવ્યો.

ધનવંતરીના રાજ્યમાં પોતે પેઢી ખોલી. લોકોને વધારે દામ આપી તેઓનો માલ ખરીદી લેવા લાગ્યો.

સેતાનને ત્યાં વેચનારાઓની ભીડ બેહદ થવા લાગી. લોકો ઝપાટાભેર ધનવંતરીને કરો ભરવા લાગ્યા. ધનવંતરી ખુશ થયો ને વિચાર્યું: "મારા રાજ્યમાં આ નવો વેપારી ભલે આવ્યો હવે મને વધારે પૈસા મળશે, ને હું વધારે સુખ માણીશ."

આમ વિચારી ધનવંતરીએ સુધારા આદર્યા. નવો મહેલ ચણવાનું શરૂ કર્યું. લોકોને તેણે પથરા ને લાકડાં આણવાનો હુકમ કર્યો મજુરો બોલાવ્યા. દા'ડીયું સરસ આપવાનું કર્યું. અને પોતાના મનમાં ધારી લીધું કે લોકો હોંશે કામ કરવા આવશે. આમાં તે ખોટો હતો એમ તેને તુરત માલુમ પડયું. બધું લાકડું, બધા પથરા અને મજુરો પેલા સેતાન વેપારીને ત્યાં પહોંચ્યાં હતાં. ધનવંતરીએ સેતાનના કરતાં વધારે પૈસા આપવાના કહેણ મોકલ્યાં. એટલે સેતાન તેની ઉપર ચડયો. ધનવંતરીની પાસે પુષ્કળ પૈસા હતો. સેતાનની પાસે તેથી વધારે હતો. એટલે સેતાન ધનવંતરી

કરતાં વધતોજ ગયો. રાજાનો મહેલ મહેલને ઠેકાણે રહ્યા. ધનવંતરીએ બગીચો બનાવવાની શરૂઆત કરી. પણ મજુરો તો સેતાનને ત્યાં તળાવ ખોદતા હતા. જે કંઈ વસ્તુ જોઇએ તે બધીનો જમાવ સેતાનને ત્યાં થયેલો માલુમ પડયો.

ધનવંતરી વિચારમાં પડયો. કામદારો બધા સેતાનને ત્યાં જાય અને ધનવતરીને માંગ્યા કર મળે. આથી તેની પાસે પૈસા એટલો થયો કે તેને કયાં સાચવવો એ વિચારવાની વાત થઇ પડી. જીવવું પણ ભારે થઈ પડયું. પૈસા શિવાય દરેક વસ્તુની તાણ પડવા લાગી. રસોઇઆ, ગાડીવાળા વગેરે પેલા વેપારીને ત્યાં જવા લાગ્યા. બજારમાંથી ખાવાનું પણ ન મળે. બધું વેપારીએ ખરીદી લીધું.

ધનવંતરી ખિજાયો. વેપારીને દેશપાર કર્યો. એટલે તેણે ધનવતરીની સરહદની બહાર છાવણી નાંખી. તેની સ્થિતિ આગળના જેવીજ રહી. ધનવંતરીની પાસે જવાને બદલે લોકો તે સેતાનના પૈસાથી અંજાઇ તેની પાસે જતા રહ્યા.

રાજાનું શરીર દુર્બળ થતું ગયું. ખાવાના સાંસા પડયા. તે ગભરાયો, શું કરવું તે સુઝે નહિ. તેવામાં ખસિયાણો થયેલો સનશેર આવી પહોંચ્યો. ને બોલ્યો “ ભાઇ મને તું મદદ કર, મારૂં તો બધું હું હારી છુટયો છું, અને જીવ લઇને નાઠો છું.”

ધનવંતરી પોતે દુઃખ દરિયામાં ડૂબેલો! એ શું મદદ

કરે?" મને તો ખાવાનાએ સાંસા છે. ૨ દિવસનો ભૂખ્યો છું. મારા પૈસા ગળે પથરા જેવા થઈ પડયા છે. માંગ્યા મૂલ દેતાં પણ કોઈ મારૂં કામ કરવા આવતું નથી. તું તારૂં દુ:ખ રડીશ, કે હું મારૂં તારી પાસે રડું ?" એમ બોલી ઊંડો નિસાસો નાંખી ધનવંતરી મૂંગો રહ્યો.



# પ્રકરણ ૧૧ મું.

આમ બે ભાઇને પાયમાલ કરી સેતાન મૂરખરાજની પુઠે પડયો. પોતે સેનાપતિ બન્યો. મૂરખરાજની પાસે આવી કહ્યું, "મહારાજ આપની પાસે લશ્કર હોવું જોઇએ. આપ બાદશાહ ગણાઓ, અને લશ્કર ન હોય એ શોભિતી વાત નથી. આપ મને હુકમ કરો કે તુરત હું માણસો એકઠાં કરીને તેઓને શીખવી સિપાઈ બનાવીશ."

મૂરખરાજે સાંભળ્યું, અને બોલ્યો: "ભલે, એક લશ્કર બનાવો; તેઓને ગાતાં શીખવવું. કારણ કે મને ગાવું પસંદ છે."

સેતાન ગામમાં ફરી વળ્યો. બધાને સિપાઈગીરી લેવાનું સમજાવ્યું, અને લાલચો આપી. માણસો હસી પડ્યા, લાલચોની કાંઈ અસર ન થઈ. અને બધાએ ના પાડી.

સેતાન મુર્ખા પાસે ગયો અને બોલ્યો: "આપની રૈ-"

યત પોતાની મેળે લશ્કરી કામ શીખે એવું લાગતું નથી. તેઓને તો ફરજ પાડવી પડશે."

મુર્ખો બોલ્યો: "ભલે એમ અજમાવી જો."

એટલે સેતાને ડાંડી પીટાવી કે જે કોઇ માણસ, વગર કારણે લશ્કરી ખાતામાં દાખલ નહિ થાય તેને ફાંસી દેવામાં આવશે.

લોકો આ સાંભળીને સેતાનની પાસે આવ્યા, અને બોલ્યા: "તમે એમ ડાંડી પીટાવી છે કે, જો અમે લશ્કરી ખાતામાં દાખલ નહિ થઇએ તો અમને ફાંસી મળશે. પણ અમે દાખલ થઇએ તો અમારે શું કરવું પડશે, અને અમારૂં શું થશે? એ તો તમે જણાવ્યું નથી. કોઇ તો એમ કહે છે કે સિપાઇઓને વગર કામનું મરવું પણ પડે છે."

સેતાને જવાબ દીધો: "એમ પણ કોઇ વેળા બને."

આવું સાંભળી લોકે હઠ પકડી અને લશ્કરમાં દાખલ થવાની ના પાડી. તેઓ બોલી ઉઠ્યા: "ગમે તે પ્રકારે અમારે મરવું તો છેવટ ત્યારે ભલે હમે ઘેર બેઠા ફાંસીએજ ચઢીએ."

સેતાન ખિજાઇ બોલ્યો: "તમે બધા બેવકુફ છો. લડાઇમાં તો મરીએ પણ ને મારીએ પણ. જો તમે દાખલ નહિ થાઓ તો તો તમારૂં મોત ખચીત જ છે."

આથી લોકો જરા મુંઝાયા, અને મૂરખરાજની પાસે ગયા, અને કહેવા લાગ્યા: "આપનો સેનાપતિ કહે છે કે

અમે લશ્કરી ખાતામાં દાખલ નહિ થઇએ તો આપ અમને બધાને ફાંસી દેશો. શું આ વાત ખરી છે?”

મુર્ખો હસીને બોલ્યો: “હું એકલો તમને બધાને કઇ રીતે ફાંસીએ ચડાવુ? હું તો મુર્ખો કહેવાઉં. એટલે તમને આ બધું સમજાવી શકતો નથી. પણ સેનાપતિનું બોલવું હું પોતે નથી સમજતો.”

બધા બોલી ઉઠયા: “ત્યારે અમે કદી દાખલ થઇશું નહિ.”

મુર્ખો બોલ્યો: “એ બહુ ઠીક વાત છે. ન થશો.” એટલે લોકોએ સેનાપતિને ચોખ્ખી ના પાડી.

સેતાને જોયું કે તેના દાવમાં તે ન ફાવ્યો. તેથી તે મૂરખરાજને છોડી પાસેના રાજા આગળ ગયો અને નીચે પ્રમાણે બોલ્યો: “મહારાજાધિરાજ! મૂરખરાજનો દેશ મેં જોયો છે. તેના માણસો નમાલા છે. તેમની પાસે પૈસા નથી, પણ દાણા ઢોર વિગેરે ખૂબ છે, આપ જો લડાઇ કરો તો એ બધું લૂંટી લેવાય.”

રાજા ફુલાયો અને લલચાયો. તેણે લડાઇની તૈયારી કરી દારૂગોળો એકઠો કર્યો. અને મૂરખરાજની સરહદ ઉપર પડાવ નાંખ્યો.

લોકોને ખબર પડતાં તેઓ મુર્ખા પાસે આવ્યા અને બોલ્યા: “કોઇ રાજા આપણી ઉપર ચઢાઈ કરવા આવે છે.”

મુર્ખો બોલ્યો: “ભલે આવે. તેને આવવા દો.”

રાજાએ સરહદ ઓળંગી ને મૂરખરાજનું લશ્કર તપાસવા પાગીઆ મોકલ્યા. લશ્કર તો ના મળે એટલે પાગીઆ શું શોધે? રાજાએ પોતાનું લશ્કર લૂંટ કરવા મોકલ્યુ. મરદો અને ઓરતો તાજુબી પામી સિપાઇઓને જોવા લાગ્યાં. સિપાઇઓએ અનાજ અને ઢોર ઉપર હાથ નાંખ્યો. લોકો સામે ન થયા. સિપાઇઓ જ્યા જાય ત્યાં આમજ બન્યું. લોકો સિપાઇઓને કહેવા લાગ્યા, તમારે અમારા દાણા અને ઢોરનો ખપ હોય તો ભલે લઇ જાઓ. પણ તમારા ગામમાં તેની તંગી હોય તો તમે અમારા ગામમાં આવીને વસો, એમ કરશો તો તમને દાણો ચોરી જવાની અને ઢોર હાંકી જવાની તકલીફ ઓછી થશે.

આવાં વચન સાંભળી પ્રથમ તો સિપાઇઓ હસ્યા, પછી વિચારમાં પડ્યા. કોઈ સામે ન થાય એટલે લૂંટમાં તો સ્વાદ રહ્યો નહિ.

તેઓ થાકયા, રાજાની પાસે નિરાશ થઈ પાછા ગયા ને બોલ્યા, "આપે અમને લડવા મોકલ્યા પણ અમે કોની સાથે લડીએ? અહિં તો અમારી તરવાર હવામાં ઉગામવા જેવું છે. કોઇ અમારી સામેજ થતું નથી. ઉલટા તેઓ પોતાની પાસે હોય તે અમને સોંપી દે છે. અહિં અમે શું કરીએ?"

રાજા ગુસ્સે થયો. સિપાઇઓને દાણાં, ઘર વિગેરે બાળી નાંખવાનો, અને ઢોરને કાપી નાંખવાનો હુકમ કર્યો અને બોલ્યોઃ "જો મારા હુકમ પ્રમાણે નહિ ચાલો તો હું

તમને બધાને કતલ કરીશ."

આ સાંભળી સિપાઇઓ બીધા; અને હુકમ પ્રમાણે કરવા ચાલ્યા. તેઓ ઘરબાર બાળવા લાગ્યા છતાં તેઓ સામે ન થતાં નાના મોટા બધા રોવા લાગ્યા, અને બોલ્યા "તમે આમ શું કામ કરો છો? અમારો માલ તમને જોઇએ તો લઇ જાઓ પણ નકામું નુકસાન ન કરો તો તમારો પાડ."

સિપાઇઓ પીગળી ગયા. તેઓએ લૂંટફાટ કરવાની ચોખ્ખી ના પાડી. અને રાજાને છોડી ચાલતા થયા.



## પ્રકરણ ૧૨ મું.

આમ સેતાન નાસીપાસ થયો. તેનું સેનાપતિપણું મૂરખરાજની રૈયત આગળ કામ ન આવ્યું, એટલે હવે ભાઇબંધ નાણાવટી બન્યો. તેણે મુર્ખાના રાજમાં નાણાવટીની દુકાન કહાડી. નાણાંથી મૂરખરાજને અને તેની રૈયતને હંફાવવાની તેણે આશા બાંધી.

સેતાન મૂરખરાજ કને જઇ બોલ્યો, "આપનું ભલું કરવા મારી ઉમેદ છે, હું આપની રૈયતને ડહાપણ શીખવવા

માંગું છું. એક કોઠી હું આપના રાજ્યમાં રહી સ્થાપવા ઇચ્છું છું."

મૂરખરાજે જવાબ આપ્યો, 'મારા રાજમાં સુખેથી રહો, ને જે કંઇ ઠીક હોય તે કરો.'

બીજે દહાડે સેતાને ચૌટામાં જઈ માણસોને એકઠાં કર્યાં. તેની પાસે મહોરોની થેલી હતી. તે બોલ્યો. "તમે લોકો ઢોરની માફક રહેતા જણાઓ છો. માણસને છાજે તેમ રહેતાં તમને બતાવું. એ પ્રમાણે ઘર બાંધવામાં મને મદદ કરો. મારી દેખરેખ નીચે તમારે કામ કરવું ને હું તમને મહેનતાણાં બદલ સોનાની મહોરો આપીશ."

આટલું કહી તેણે મહોરો બતાવી.

મહોરો જોઈ લોકો અચંબો પામ્યા. તેઓમાં નાણાનું ચલણ નહતું. તેઓ એક બીજાની સાથે માલનું સાટું કરતા. ખેડુતો દાણાઓથી કાપડીયા પાસેથી કાપડ લે, મજુર જોઈએ તો દાણા દઇ મજુરી લે. "આ કેવાં ચકચકિત ચકતાં છે." એમ કહી તેઓ હસવા લાગ્યા.

લોકોની આંખને ચકતાં ગમ્યાં તેથી તેઓ તો વગર વિચાર્યે પોતાનો માલ સેતાનને આપી મહોરો એકઠી કરવા લાગ્યા.

સેતાન રાજી થયો. તેણે વિચાર્યું "હવે મને લાગ ફાવ્યો છે. લોકોનો બધો માલ લઈ લઈશ ને તેઓને પાયમાલ કરી શકીશ."

પણ સેતાનની ગણતરી ખોટી પડી, લોકો કંઇ ન હતું સમજીને મ્હોરો નહોતા લેતા. તેઓને મન તો સિક્કા તે રમકડાં હતાં. તે બધી મ્હોરો પોતાના છોકરાં છૈયાંને આપી દેતા હતા. જ્યારે સિક્કાની છત થઈ એટલે લોકો તે લેતા બંધ પડી ગયા.

દરમિયાન સેતાનનો મહેલ પૂરો ચણાયો ન હતો. તેના કોઠારમાં તેને જોઇતો હતો એટલો દાણો પણ એકઠો નહોતો થયો. એટલે તેણે મજુર વિગેરેને બમણા સિક્કા આપવાનું કહ્યું.

મજુરો કે ખેડુત શાના આવે? તેઓને સેતાનની મજુરી પેટને ખાતર કરવાની હાજત ન હતી. કોઈ નાગા છોકરાંઓ સેતાનની પાસે પહોંચી જાય ને થોડાં બોર આપી સિક્કા રમવાને સારૂ લઇ આવે. બોરથી કાંઈ સેતાનનું પેટ ન ભરાય. એટલે સેતાનને તો છતે નાણે ખાવાના સાંસા પડવા લાગ્યા.

તે ઠેકાણે ઠેકાણે ભમવા લાગ્યો, ને તેણે મ્હોરો આપી ખાવાનું માંગ્યું. સહુએ કહ્યું કે તેઓની પાસે રમકડાં પુષ્કળ હતાં, એટલે ન જોઇએ.

એક ખેડુતને ત્યાં જતાં તેને નીચેનો જવાબ મળ્યો, "ભાઇ મારે તારી મ્હોરો તો ન જોઇએ. પણ જો તું ભુખ્યો હોય તો ઇશ્વરપ્રીત્યર્થે તને ખાવાનું આપીએ."

ઇશ્વરનું નામ સાંભળતાંજ સેતાન નાઠો. ઈશ્વરનું નામ જ્યાં લેવાય ત્યાં સેતાન ઉભો પણ શાનો રહે? તો પછી ઇશ્વર

ને નામે કંઇ તે ખાવાનું લે?

સેતાન હવે મુંઝાયો. પૈસા સિવાય બીજું તો તેની કને હોય શું? કામનું તો નામ નહિ. જો મજુરી કરીને પેટ ભરે એવી સ્થિતિ હોય તો પછી સેતાન કેમ ગણાય? હવે તે ગુસ્સે થયો ને બોલી ઉઠયોઃ "તમે લોકો જાનવરથી પણ ખરાબ છો. અક્કલના તો બારદાન લાગો છો. પૈસાથી આખું જગત લેવાય પણ તમને તો ગમે તેટલા પૈસા આપું છતાં અસર નથી."

લોકો બોલ્યાઃ" અમે તારા પૈસાને શું કરીએ? અમારે કર વેરા નથી ભરવા પડતા."

• આમ સેતાન અનાજ વગર ભૂખે દિવસ ગુજારવા લાગ્યો.



## પ્રકરણ ૧૩ મું.

સેતાન ભૂખે મરવા લાગ્યો એ વાત લોકોએ મુર્ખાને કહી; મુર્ખો બોલ્યોઃ "આપણે તેને ભૂખે ન મરવા દેવો. બધાએ એક એક દિવસ ખાવાનું આપવું."

સેતાન નિરૂપાય થયો. તેને ભીખ કબુલ કરવી પડી. એક દહાડો તે મુર્ખાને ઘેર વારા પ્રમાણે ખાવા આવ્યો.

(મૂરખરાજને ત્યાં રાજા રૈયત વચ્ચે આવી બાબતમાં ભેદ ન હતો.) મુંગી ખાવાનું તૈયાર કરતી હતી. મુંગી અનુભવી હતી. ઘણીવાર આળસુ લોકો કંઇ કામ કર્યા વિના વહેલા ખાઇ જતા. આથી મુંગી અકળાએલી. માણસના હાથ ઉપરથી ને જાણતી કે માણસો મહેનતુ છે કે આળસુ. જેના હાથ ઉપર કોદાળીનાં આંટણ ન પડ્યાં હોય તેને આળસુ માની, આંટણવાળા માણસો જમી રહે તે પછી આળસુ માણસોને તે ખાવાનું દેતી.

હવે મુંગીએ સેતાનના હાથ જોયા. તે તો લીસા ને આંટણ વિનાના હતા. એટલે મુંગીએ તેને ઈશારો કરી સમજાવ્યું કે તેને મજુરો ખાઈ લેશે પછી ખાવાનું મળશે.

મુંગીની માએ સેતાનને સમજ પાડી. સેતાન શરમાયો, ને નારાજ થઈને બોલ્યોઃ "તમારો કાયદો તો આંધળો લાગે છે. બધા માણસોએ અંગમહેનત કરવી જોઈએ એવું તો મેં તમારા રાજમાંજ જોયું. શું તમે એમ માનો છો કે અક્કલવાન માણસોએ પણ મજુરી કરવી પડે?"

મૂરખરાજ બોલ્યોઃ "એ તો મને ખબર ન પડે. અહિં તો બધું કામ હાથે ને પગે થાય છે."

સેતાને કહ્યું: "માણસો અક્કલ વિનાના છે તેથી જ. તો પણ મગજશક્તિથી કેમ કામ કરવું એ હું તમને બધાને શીખવી શકું છું. પછી તમને માલમ પડશે કે હાથ પગ વડે કામ કરવા કરતાં મગજવડે કામ કરવું એ વધારે ફાયદાકારક છે."

મૂરખરાજ તાજુબી પામ્યો ને બોલ્યોઃ "ત્યારે તો હું

મુર્ખો કહેવાઉં છું એમાં કંઇ ખોટું નહિ."

સેતાને પોતાનું ભાષણ જારી રાખ્યું: "પણ એટલું યાદ રાખવું કે મગજથી કામ કરવું એ સહેલ નથી. મારા હાથ ઉપર આંટણુ નથી તેથી તમે લોકો મને આળસુ ગણી બીજાની પછી ખાવાનું આપો છો. તમે ખાતરીથી માનજો કે હાથથી કામ કરવા કરતાં મગજથી કામ કરવું એ સો ગણું મુશ્કેલ છે. કેટલીક વાર મગજ ચીરાઈ જાય છે."

મૂરખરાજ વિચારમાં પડયો ને બોલ્યો: "એમ છે તો એટલી તકલીફ શાને સારૂ વેઠો છો ભાઇ? માથું ચીરાય એ કંઇ ઠીક લાગતું હશે? હાથ પગ વતી સહેલું કામ કરવું એ ઠીક નહિ?"

સેતાન બોલ્યો: "હું એટલી તકલીફ તમો લોકોને સારૂ ઉઠાવું છું. જો હું તેમ ન કરૂં તો તમે બધા સદાયના મુર્ખા રહો. મુર્ખાને જ્ઞાન આપવું એજ અમારા જેવા માણસોનું કામ છે તેથી અમે પરમાર્થી કહેવાઇએ છીએ. મને મગજથી કામ કરતાં આવડે છે તે બધું તમને બધાને શીખવવા તૈયાર છું."

મુર્ખો વધારે વિચારમાં પડયો; તે બોલ્યો: "ત્યારે તો, ભાઇ, અમને જરૂર શીખવ. અમારા હાથ પગ થાકશે ત્યારે અમે મગજનો ઉપયોગ કરશું."

સેતાને શીખવવાનું વચન આપ્યું. મૂરખરાજે લોકોમાં જાણ કરી કે એક ગૃહસ્થ લોકોને મગજવતી કામ કરતાં શીખવશે. જયારે તેઓના હાથ પગ ભાંગે ત્યારે મગજ વાપરવું. વળી મગજથી કામ વધારે થાય છે એમ પણ એ

ગૃહસ્થ કહે છે.

મૂરખરાજના ગામમાં એક ઉંચો મિનારો હતો. તેને ઉંચી ને સીધી સીડી હતી. તે મિનારા ઉપર સેતાનને મુર્ખે મોકલ્યો કે જેથી બધા લોક તેને જોઇ શકે ને સાંભળી શકે.

સેતાન અગાસીએ ચઢયો. લોકો તેને જોવા ને સાંભળવા આવ્યા. લોકોના મનમાં તો એમ હતું કે હાથને બદલે મગજ કેમ વાપરવું તે કંઇક કળા કરી સેતાન શીખવશે. તેને બદલે સેતાને તો ભાષણ શરૂ કર્યું, ને લોકો અંગ મહેનત કર્યા વગર કેમ નભી શકે એ બોલવા લાગ્યો. લોકો તો આ બધું ન સમજ્યા. થાકી પોત પોતાને કામે વળ્યા.

સેતાન તો બરાડા પાડ્યાજ કરે. આવતા જતા લોકો સાંભળે, ઉંચે જુવે ને ન સમજે એટલે ચાલતા થાય. અગાશી ઉપર ખાવાનું હતું નહિ. સહુના મનમાં હતું કે મગજથી કામ કરી સેતાન પોતાના ખાવાનો બંદોબસ્ત કરતો હશે, એટલે કોઇને ખાવાનું પહોંચાડવાનું ન સુઝ્યું.

મૂરખરાજે પૂછાવ્યુંઃ "કેમ પેલા ગૃહસ્થે મગજવતી કામ કરતાં શીખવ્યું કે ?"

લોકો બોલ્યા "ના જી, એ તો બોલ બોલ કર્યા કરે છે."

બોલતો બોલતો સેતાન થાકયો. ભૂખથી નબળો પડયો. તે લથડયો, અગાસીની દિવાલ સામે તેનું માથું પછડાયું આથી લોકોને લાગ્યું કે ગૃહસ્થે મગજથી કામ કરવાનું શરૂ કર્યું. મૂરખરાજને ખબર મળી કે ગૃહસ્થ હવે મગજવતી કામ કરવાનું બતાવવા લાગ્યો છે.

આ સાંભળી મૂરખ મિનારા પાસે આવ્યો. મૂરખ પહોંચ્યો ત્યારે તો સેતાન તદ્દન લેવાઈ રહ્યો હતો તેથી તેનું માથું પછડાયાજ કરતું હતું. તે ઉતરવા ગયો પણ પગમાં જોર નહિ તેથી તે પગથીએ માથું પછાડતો નીચે પડ્યો.

મુર્ખો બોલ્યો: "ગૃહસ્થ કહેતો હતો એ વાત તો ખરી. તે કહેતો હતો કે કેટલીકવાર મગજવતી કામ કરતાં તે ચીરાઇ જાય છે. આ તો હાથમાં આંટણ પડે તેના કરતાં પણ ખરાબ કહેવાય. આવી રીતે કામ કરતાં તો માથા ઉપર મોટાં ઢીમડાં ઉઠશે."

મુર્ખો તેની પાસે જઇ તેણે કેટલું કામ કર્યું તે તપાસવા જતો હતો. પણ સેતાન જેવો નીચે પડ્યો કે તુરત ધરતીમાં સમાઈ ગયો ને તે જગાએ માત્ર ખાડોજ દેખાયો.

મૂરખરાજ હવે સમજ્યો કે સેતાન પડ્યો તે કંઇ કામ કરતાં નહિ, પણ તમરી ખાવાથી પછડાયો. તે બોલ્યો: "આ તો પેલા ગુલામુ આવેલા તેનો બાપ જણાય છે."

આમ સેતાનનું મુર્ખાની પાસે બળ ન ચાલ્યું મૂરખરાજના રાજ્યમાં તો ઘણા સારા માણસો એકઠા થવા લાગ્યા. તેના બંને ભાઇ તેને શરણે આવ્યા. તેઓ મુર્ખાની સાદી પણ ભવ્ય રહેણીનું રહસ્ય સમજ્યા. તેઓએ પણ તેવી સાદાઇ પકડી. તેસહુ નીતિધર્મ સાચવી, સત્યનું સેવન કરી અંગ મહેનત કરી, સુખેથી કાળ ગુજારવા લાગ્યા.

**સમાપ્ત.**

# બાઈબલ રહસ્ય

અથવા

## મ. ગાંધીજીની 'માન્ચેસ્ટર ગાર્ડીયન'ના પ્રતિનિધિ સાથેની મુલાકાત.

### ઉપોદ્‌ઘાત

હિન્દમાં અસહકારની જે મહાભારત હિલચાલ ચાલી રહી છે, અને જેને માટે દૂર રહ્યે રહ્યે અનેક સાચા ખોટા ખ્યાલો બાંધવામાં આવે છે, તેનું પ્રત્યક્ષ આંખે નિરીક્ષણ કરીને વિલાયતમાં સાચું ધ્યાન આપી ઈંગ્રેજી પ્રજાની આંખો ખોલવાના ઈરાદાથી ત્યાંના નામીચા પત્ર માંચેસ્ટર ગાર્ડીયને એક પ્રતિનિધિ પોતાના તરફથી હિન્દ મોકલ્યો હતો. આ પ્રતિનિધિએ ગાંધીજી જ્યારે સાબરમતીની જેલમાં હતા, ત્યારે તેમની મુલાકાત લીધી હતી. વિલાયતના માંચેસ્ટર ગાર્ડીયન જેવા પત્રનો પ્રતિનિધિ જેવો તેવો ન જ હોય. તેણે ગાંધીજીને જે વિદ્વત્તાભર્યા સવાલો પૂછ્યા

હતા અને એ પ્રસંગે એ બન્ને વ્યક્તિઓ વચ્ચે જે સંવાદ-વાર્તાલાપ થયો હતો તે ખાસ વાંચવા તેમજ મનન કરવા લાયક છે, એટલુંજ નહિ પણ ગાંધીજીના કેટલાક વિષયો પરના વિચારો ઉપર ખૂબ પ્રકાશ પાડે છે. એ વિચારો અને એ સંવાદ હમ્મેશ જાળવી રાખવા લાયક સાહિત્ય હોવાથી માંચેસ્ટર ગાર્ડીયનના પ્રતિનિધિએ પોતાના પત્રમાં લખેલો હેવાલ અત્રે પ્રગટ કરવામાં આવે છે.

## હિન્દનો ઇશૂ

સર્વત્ર મહાત્મા ગાંધીના અનુયાયીઓ તેમને હિન્દના ઇશૂ ખ્રિસ્ત કહેતા સાંભળવામાં આવે છે. સ્વાભાવિક રીતે ખ્રિસ્તીઓને તો આ ઘણુંજ વિચિત્ર લાગે. સાધારણ રીતે હિન્દીઓએ તો ઇશૂ ખ્રિસ્ત વિષે વાર્તાઓજ સાંભળેલી હોય અને તેથી એ પયગમ્બર અને ગાંધીજી વચ્ચે એમને ઘણી રીતનું સરખાપણું જણાયજ. ગાંધીજીનું સાદું સાધુજીવન, અજ્ઞાનવર્ગે તેમના અનુભવેલા ચમત્કારોને લીધે જાદુગર—અદ્ભુત શક્તિવાન મહાત્મા—તરીકે પ્રખ્યાતિ, અહિંસાના સિધ્ધાંત પરની તેમની અટલ શ્રધ્ધા; પણ એ સર્વ કરતાંયે વિશેષ તો જે મુત્સદ્દીગીરી પરિસ્થિતિ હાલ હિન્દમાં પ્રવર્તે છે તેવીજ ઇશૂ ખ્રિસ્તના સમયની પરિસ્થિતિ—એ સર્વમાંથી બે સમાંતર જીવનરેખાઓ કલ્પાય એમાં નવાઇ નથી.

છતાંયે વિચારશીલ માણસને તો એક ભારે વધાવત

નજરે ચઢ્યા શિવાય રહેતો નથી.

સીઝરને કર આપવા વિષેના ઈશુના પ્રસંગની સ્થિતિ અને ગાંધીજીએ બ્રિટીશ સરકાર સામે પોકારેલ અસહકાર-માંનો કર ન આપવાનો સિધ્ધાંતસિધ્ધ કાર્યક્રમ—એ બે શુ એક બીજાથી તદ્દન વિરૂદ્ધ નથી?

'સીઝરનું સીઝરને આપો, ઈશ્વરનું ઈશ્વરને'; ઈશુના એ આદેશથી ગાંધીજીના આદેશ જૂદા નથી પડતા?

મ. ગાંધીજીને છ વરસની સજા થઈ તે પહેલાં થોડાજ દિવસ પર આ વિષય અને બીજી વાતો ચર્ચવાની તક મને મળી હતી તે વખતે તેઓ અમદાવાદ ખાતે જેલમાં હતા અને પોતાને માટે શો ચૂકાદો અપાય છે તેની રાહ જોઈ રહ્યા હતા.

તેમને અને તેમના પત્ર "યંગ ઈન્ડિયા"ના છાપનાર શ. શંકરલાલ બેન્કરને સગવડો ઠીક આપી હતી. તેમની ઓરડીઓ પણ સ્વચ્છ હતી.

હું ત્યાં પહોંચ્યો ત્યારે મહાત્માજી ઓટલા પર દરબાર ભરીને બેઠા હતા. તેમના વદન પર પ્રસન્નતા ઝળકી રહી હતી.

જેલર ચાલ્યો ગયો એટલે અમે વાતો શરૂ કરી.

## ઇશુનો અસહકાર

અમે અસહકાર વિષે વાત કરવી શરૂ કરી. મેં સવાલ

કર્યો: "કર ભરવાના પ્રસંગે ઇશુએ જે કહેલું તે તરફ જોતાં અસહકારની નીતિ તેના સિદ્ધાંતથી વિરૂદ્ધ નથી વારૂ?"

ગાંધીજીએ જવાબ આપ્યો, "હું કાંઈ ખ્રિસ્તી ધર્મનો અનુયાયી નથી. આથી મારા સિદ્ધાંતોને ખ્રિસ્તી ધર્મ મુજબ સાચા ઠરાવવા માટે હું બંધાયેલો નથી. છતાં મારી માન્યતા છે કે ભગવાન ઇશુનો આ જીવનપ્રસંગ એમ નથીજ સિદ્ધ કરતો કે તેઓનો સિદ્ધાંત અસહકારની વિરૂદ્ધ જાય છે. હું તો ધારૂં છું કે તેમના શબ્દો પરથી તેઓ અસહકારની તરફેણમાંજ હોવાનું ગણી શકાય."

મેં વિરોધ કર્યો:– "મને નથી સમજાતું. તેમના શબ્દોનો અર્થ ચોકખો છે સિઝરનું જે હોય તે તેને આપો એનો અર્થ અમલદારોને તેમનો કરવેરો આપવો જોઈએ એ શિવાય બીજો શો હોય?

ગાંધીજીએ જણાવ્યું:– "ભગવાન ઇશુ કોઈ પણ સવાલનો જવાબ આવો સાદો નહોતા આપતા. તેઓ હંમેશ વિસ્તારથીજ કહેતા. તેજ પ્રમાણે આ બાબતમાં તેમના કહેવાનું રહસ્ય તો એ છે કે સીઝરનું 'હોય' તે તેને આપો, મારે તે સાથે કશોએ સંબંધ નથી.

આ પ્રસંગમાંયે મને તો તેમણે પોતાના જીવનનો અન્યાય સાથે અસહકાર કરવાનો સિદ્ધાંતજ જણાવેલો દેખાય છે.

જ્યારે શયતાને તેમને કહ્યું:— "મને પ્રણામ કર.

મારી પૂજા કર." ત્યારે તેમણે તેને તરછોડયોજ હતો.

જ્યારે લોકો તેમને બળજબરીથી રાજા બનાવવા ખેંચી જતા હતા ત્યારે પણ તેમણે તેમના અન્યાય ભરેલા કાર્યમાં સહકાર કરવા ના પાડી હતી.

પાઈલેટના પ્રસંગમાં પણ અમલદારોની વિરૂદ્ધજ તેમનું વલણ હતું.

હેરોડને તો તેમણે "શિયાળ" નામે સંબોધેલો. એ શું એમનો અધિકારીઓ સાથેનો સહકાર કે? હેરોડ સાથે તેમણે સંપૂર્ણ અસહકાર આદરેલો. હુંયે આજે બ્રિટીશ સરકાર સાથે સહકાર કરવાની ના પાડું છું."

## સરકાર

"પણ" મેં જણાવ્યું "કોઈ પણ વ્યક્તિ કે સંસ્થામાં જે સદંશ હોય તેની સાથે સહકાર કરવાનો તો આપણો ધર્મજ છે ને?"

"વ્યક્તિ તરીકે લૉર્ડ રીડીંગ અને તેમના મિત્રો સાથે હું જરૂર સહકાર કરૂં; પરંતુ વાઇસરોય—એક દુષ્ટ સરકારના સત્તાના અધિકારી તરીકે હું તેમની સામે અસહકારજ પોકારૂં" તેમણે જવાબ આપ્યો.

મેં આગળ ચલાવ્યું:— "માની લઈએ કે સરકારે ભૂલ કરી. પણ તમે એમ કેવી રીતે કહો કે આખું જ રાજતંત્ર

ખરાબ છે ? છૂટાછવાયા અન્યાય થતા હશે પણ ૩૦-૩૨ કરોડ હિન્દીવાનો વ્યવસ્થાસર એજ સરકારની છાંયા હેઠળ રહે છે ને?

તમે સિદ્ધાંત તરીકે સરકાર એ સંસ્થાનીજ સામે છો? મને દુનિયામાં એક પણ સરકાર બતાવી શકો છો જે તમને સંતોષકારક, ખામી વિનાની અને સંપૂર્ણ ભાસતી હોય?"

તેમણે તરત જવાબ આપ્યો, "હા. જુઓ, ડેન્માર્ક તરફ. ડેન્માર્કની સરકાર મને તો જરૂર સંતોષ આપે

એ સરકાર જનતાના પ્રતિનિધિત્વવાળી છે જીતાયેલી પ્રજાને તે નથી રંજાડતી, નથી લુંટતી. તેના અધિકાર હેઠળના લોકો સુધરેલા, બુદ્ધિશાળી, સંતુષ્ટ અને સુખી છે. બીજાઓને ગુલામીમાં રાખવા માટે તે મોટા લશ્કરો કે નૌકાસૈન્યો નથી નિભાવતી."

## સામ્રાજ્યવાદ

મેં પૂછ્યું, "તમે સામ્રાજ્યો તો ખરાબજ હોય એમ ધારો છો? રોમના સામ્રાજ્યનું કેમ? તે તો પ્રગતિનું પોષક હતું. મારી જાણ મુજબ ઈશુએ રોમના મહારાજ્ય સામે એક શબ્દેય નથી ઉચ્ચાર્યો!"

તેમણે જવાબ આપ્યો. "ખરી વાત. પરંતુ તેઓ કંઈ સામ્રાજ્યવાદનો નાશ કરવા નહોતા અવતર્યા. પ્રત્યેક સુધારકને પોતાના યુગમાં જે મેદાનમાં મહાન અન્યાય હોય

તેની સાથે પ્રવૃત્તિ કરવાની હોય છે. ભગવાન ઇશુ, મહુમ્મદ, બુદ્ધ, અને કેટલેક અંશે લ્યુથર—એ સર્વેએ પોતપોતાના યુગમાં પ્રવર્તતી અન્યાયપ્રવૃત્તિ સામે યુદ્ધ મચાવેલું. આ યુગનો શયતાન સામ્રાજ્યવાદ છે."

એટલે મેં પૂછ્યું, "ત્યારે તમે સામ્રાજ્યનો નાશ કરવા નીકળ્યા છો?"

તેમણે કહ્યું—"હું એમ નથી કહેતો. લોકતંત્ર સ્થાપન કરી સામ્રાજ્યવાદને ટાળવા માંગું છું. ઇંગ્લેંડથી તદ્દન જુદાં પડવું જ એમ પણ મારૂં કહેવું નથી."

"વારૂ, ત્યારે તમારા લોકતંત્રની વ્યાખ્યા શી છે?"

"પ્રેમની સાંકળ વડે જોડાયેલી સ્વતંત્ર પ્રજાઓનું બંધુત્વ. સામ્રાજ્યના ઘણા ભાગોમાં એવી જાતનું બંધુત્વ છે. દક્ષિણ આફ્રિકામાં જુઓ. ત્યાં કેવું છે! નિહાળો ઓસ્ટ્રેલિયા! અને ન્યુઝીલેન્ડ, જે અજબ દેશના લોકોયે અજબ છે!

આ બંધુત્વમાં હિન્દીવાનોના લોકતંત્રને બીજા સભ્યોના જેટલી ઉંચી પદવી મળવી જોઇએ. હિન્દને બીજા ભાગોના જેટલીજ સમાનતાના હક સાથે સ્વતંત્ર રીતે દાખલ કરાવવા ઇચ્છું છું."

## સુધારા

"પણ હિન્દી સરકારનો ઉદ્દેશ એજ છે કેની? હિન્દુસ્તાન જોખમદારી સ્વીકારવા તૈયાર થાય ત્યારે તેને

સામ્રાજ્યમાં સ્વરાજ્ય આપવું એજ મૉન્ટફર્ડ સુધારાઓનો અર્થ છે ને? તો પછી—"

" પણ મને એ સુધારામાં જરાયે શ્રદ્ધા નથી. એ દાખલ કરવામાં આવ્યા, ત્યારે પ્હેલાં તો હું કંઈક રાજી થયેલો; કારણ કે મને લાગ્યું કે આખરે અંધકારમાંથી તેજનું એક કિરણ સ્ફૂરે છે. મેં સુધારાને સત્કાર્યા. તેમને સ્વીકારવાજ એ માટે મેં મારા દેશભાઈઓ સાથે વિવાદ પણ કર્યો. મેં કહ્યું કે

## સરકારના પશ્ચાતાપ

ની આ નિશાની છે. લડાઈ જાગી તે વેળાયે જે વચનો સરકારે આપેલા તે પ્રમાણે હવે તે આપણને આપે છે એમ માની લડાઈમાં જવા માટે મેં લોકોને ઉપદેશ કર્યો. મેં ધાર્યું કે હજુ તો શરૂઆતજ છે, ભવિષ્યમાં શું થાય છે તે તો જોઈએ.

## પણ

એ પછી જે પ્રસંગો બન્યા તેણે મને ફેરવી નાંખ્યો. પંજાબના અત્યાચાર, ખિલાફતનો પ્રશ્ન —એ કેમ વિસરાય ? પછી આવી સરકારની દમનનીતિ. અને હવે સુધારા — એને કોણ માને?

એથીજ હું સરકારને શયતાની કહું છું અને કોઈ પણ રીતે તેની સાથે સહકાર કરવાની ના પાડું છું."

# ખાદી

હવે નીકળી ખાદી અને બહિષ્કાર વિષે વાત. એ વિષય નીકળતાંજ મહાત્માજીના વદન પર મંદ હાસ્ય ફરકી રહ્યું. તેમણે કહ્યું:— "મને સર્વ વિષયો કરતાં ખાદી અત્યંત પ્રિય છે." પોતે ઓઢેલી શાલને બતાવી તેમણે કહ્યું "આ વસ્ત્ર બહુ પવિત્ર છે."

આગળ ચલાવતાં તેઓ બોલ્યા, "તમે દુકાળ વિષે વિચાર કરો હજારો કુટુંબો તદ્દન નિરાધાર થઈ પડે છે. તેઓ કંઇ કરતા નથી -- કરી શકતા નથી. ભૂખે ટળવળતાં તેઓ મરણને શરણે જાય છે. જો તેમની ઝુંપડીઓમાં રેંટીયાનો પ્રવેશ થાય તો તેઓ મરણથી બચે, રેંટિયો તેમને દુકાળમાંથી બચવા જેટલું જરૂર આપે.

જાપાનના બારિકથીયે બારિક સુંવાળા રેશમ કરતાં આ ખરબચડું કાપડ મને અતિશય વ્હાલું લાગે છે. એનીજ દ્વારા મારા હજારો લંગોટભર નવસ્ત્રાં અને ભૂખે મરતાં દેશભાઇઓ સાથે હું સંબંધમાં આવ્યો છું.

તમારા કપડા તરફ નજર કરો: તે ખરીદી તમે એક બે આના ગરીબ મીલમજુરના હાથમાં મૂકો છો અને છ સાત આના જાય છે મોટર દોડાવતાં મૂડીદારોની પાસે. મારા કપડાં માટે જો દ્રવ્ય હું ખરચું છું તે સીધું ગરીબ માણસના હાથમાં જાય છે. પીંજારો, કાંતનાર અને વણકર તેમાંથી પોષણ પામે છે. પૈસાદારોને કશું મળતું

નથી. એ મને સ્વર્ગ તુલ્ય આનંદ આપે છે આટલુંજ માત્ર, —હિન્દને બેરેબેર, ઝુંપડીએ ઝુંપડીએ, રેંટિયા દાખલ કરવાનું કામ મારાથી થાય તો મારાં આટલા જીવનમાં મેં ઘણું કર્યું એમ હું સંતોષ માનીશ. ઇશ્વરેચ્છા તો બીજાં કામો આવતે અવતારે કરીશ.'

## પુનર્જન્મ

"હેં?" તેમના છેલ્લા શબ્દો ન સમજાવાથી મેં પૂછ્યું, "એ શું કહ્યું? શું આપણે આ દુનિયામાં બીજે જન્મ લઇએ છીએ?"

"જરૂર." મહાત્માજીએ જવાબ આપ્યો, "સ્વર્ગમાં સ્થાન પામવા જેટલા પવિત્ર ન હોઇએ તો દુનિયામાં ફરી આવવુંજ પડે આપણે પ્હેલાં એ વિષેજ વાત કરતા હતા. સીઝરનું સીઝરને આપો -- આત્મા ઇશ્વર પાસે જાય, તે પ્હેલાં તેણે દુનિયાની સાથેનો હિસાબ ચૂકવવો જોઇએ. આત્માએ કાયા અને માયાથી તદ્દન મુક્ત થવું જોઇએ."

## જાનવરોનો આત્મા

"જાનવરોને આત્મા હોય છે એમ તમે માનો છો?"

"અલબત્ત, એથીજ તો અમે હિન્દુઓ પ્રાણીઓનો ઘાત નથી કરતા. તેમને છુટા ફરવા દઇએ છીએ."

"ત્યારે તમે સાપ, વીંછી વગેરેને મારવામાં પાપ

સમજો છો?"

"જરૂર. અમે આશ્રમમાં તેમને નથીજ મારતા. મનુષ્ય જાતિ પર પ્રેમ રાખવો એ આત્માની ઉચ્ચ કક્ષા છે. પરંતુ દરેક વસ્તુ પર પ્રેમ રાખવાથી આત્મા ઘણી વધારે ઉચ્ચ કોટીનો બને છે.

હજુ એ કોટિએ હું નથી પહોંચ્યો. એવા હિંસ્ર પ્રાણી મારી પાસે આવતાં મને બ્હીક લાગે છે; પણ જો આપણે તેમને હેરાન ન કરીએ તો તેઓ આપણને જરૂર છેડે નહિ.

મારા એક ઇંગ્રેજ મિત્ર પર એક મોટો શિકારી કૂતરો દોડી આવ્યો. હું બીધો; પરંતુ તે ઇંગ્રેજ તો આગળ ગયો અને જરાયે ડર વિના એ કૂતરાને ભેટયો. કૂતરાનો ક્રોધ નરમ પડી ગયો."

(મને ગાંધીજીના એક અનુયાયીએ કહેલું કે એક વખત સાંજે આશ્રમમાં ગાંધીજી આગળ એક સાપ આવેલો. બીજાઓ તેને પકડત. પણ તેમણે ઇશારે ના કહી. સાપ જરાયે ઈજા કર્યા વિના ગાંધીજીના ઘુંટણ ઉપર થઇને બાગમાં જતો રહ્યો.)

"પરંતુ જાનવરોના આત્મા કરતાં મનુષ્યનો આત્મા તમે વધારે ઉચ્ચ નથી માનતા?" મેં પ્રશ્ન કર્યો— "તમે જ એક મહાન પ્રવૃત્તિના નાયક છો. તમારી સામે એક સાપ આવે અને તેને ઈજા કર્યા સિવાય તમે બચી ન

શકો તેમ હોય તો તેને મારીને તમારી જીંદગી બચાવી લેવાની ફરજ નથી?"

"ના. ભલે નાગ મને મારી નાંખે શરીરના પતનથી કંઈ જીવન પૂરૂં નથી થતું. કોણ જાણ્યું કે આ પ્રમાણે નાગથી બચાવાયલો હું બીજીજ પળે વિજળી પડવાથી મરણ ન પામું?"

"પણ ત્યારે નાગનો આત્મા મનુષ્યના આત્માથી જુદો તો ખરોજ ને?"

મહાત્માજીએ કહ્યું. "ખરૂં છે. જાનવરોનો આત્મા અર્ધચેતન છે. મનુષ્ય ઈશ્વરને ઓળખે છે. તેઓ નથી ઓળખતા."

"માણસનો આત્મા પ્રાણીશરીર ધારણ કરે ખરો?"

"હા. હું માનુંછુ કે ભયંકર પ્રાણીઓમાં આડે રસ્તે દોરવાયેલા મનુષ્યોનો જ આત્મા છે."

"આ અસંખ્ય, અગણિત મચ્છરો, જન્તુઓ, જનાવરોને આત્મા છે ત્યારે!"

મહાત્માજીએ કહ્યુ "ઈશ્વરના કાર્યની હદ બાંધનાર આપણે તે કોણ માત્ર?"

હવે મેં રજા લીધી અને બૂટ પહેરવા માંડયા. તેમ કરતાં બૂટમાંથી એક કરોળીઓ નીકળ્યો. મને તો તેને

ફ્યચડી નાંખવાની વૃત્તિ થઈ, પણ મેં સંયમ કર્યો. હુમીને મેં કહ્યું, "જુઓ તમારા ઉપદેશની મારા પર અસર થઈ કે નહિ તેની ઈશ્વર કસોટી કરે છે. આ કરોળીયાને એણેજ અહિં મોકલ્યો હશે!"

મહાત્માજી હસ્યા અને કહ્યું–"કરોળીયા તો બડા બડા કામ કરી શકે છે. તમે મહમ્મદ અને કરોળીયાની વાત નથી જાણતા?"

મને લાગ્યું કે મહાત્માજી રોબર્ટ બ્રુસ વિષે બોલતા હશે. પરંતુ તેમણે મને મહમ્મદ અને કરોળીયાનો પ્રસગ સમજાવ્યો. વાત કરતા હતા તેવામાં મિ. બેન્કર રેંટીયો લાવ્યા એટલે ગાંધીજીએ કાંતવા માંડયુ.

મને થયુ કે સૂતરની આ જાળવડે તેઓ હિન્દનાં ગરીબડાં સંતાનને દોડાવશે ? કે—

પોતાના અસંખ્ય ભોળા અનુયાયીઓને પોતાના મગજમાંથી નીકળતી આ ભ્રમણાજાળમાં સપડાવશે?



# પ્રસ્તાવના.

અતિ મહાપુરૂષ, નીતિવાન, વીર સોક્રેટીસ ખ્રિસ્તીસન્ પૂર્વે ૪૭૧ ની સાલમાં થઇ ગયો. તે ગ્રીસ દેશમાં જન્મ્યો હતો અને તેની જીંદગી નીતિનાં ને પરોપકારનાં કામો કરવામાં ગઇ હતી. તેની નીતિતથા ગુણોને કેટલાક અદેખા માણુસો નહિ દેખી શકયા; તેથી તેની ઉપર ખોટાં તહોમતો મૂકવા લાગ્યા. સોક્રેટીસ ખુદાથી બહુ ડરીને ચાલનારો હતો, તેથી માણસોની ટીકાની થોડી દરકાર કરતો. તેને મ્હોતનો ભય નહોતો. પોતે સુધારક હતો, અને ગ્રીસની રાજધાની-એથેન્સના લોકોમાં જે સડો દાખલ થયો હતો તે કહાડવાને તે મથતો-તેમ કરતાં ઘણા લોકોના અંબધમાં તે આવતો. જુવાનીઆઓનાં મન ઉપર તેણે બહુ સારી અસર કરી હતી, અને તેઓનાં ટોળાં તેની પાછળ ફરતાં. આથી કેટલાક લૂંટારાઓને લૂંટવાનું મળતું તે બંધ થયું. માણુસોને બગાડીને જેઓ પોતાની કમાણી કરતા તેઓની કમાણીમાં હરકત પહોંચવા લાગી.

એથેન્સમાં એવો નિયમ હતો કે જેઓ ત્યાંના બંધારણ મુજબના ધર્મ પ્રમાણે ન ચાલે, અને બીજાને તેમ નહિ ચાલવાને શીખવે તેને ગુન્હેગાર ગણવો. તેવા માણુસોનો ગુન્હો સાબીત થાય તો તેને મ્હોતની સજા થાય.

સોક્રેટીસ પોતે રાજ્યધર્મ પ્રમાણે ચાલતો. પણ તેમાં જે પાખંડ દાખલ થયું હતું તે નાબૂદ કરવાનું બીજાઓને બેધડક શીખવતો અને પોતે પાખંડથી દૂર રહેતો.

એથેન્સના કાયદા પ્રમાણે આવી જાતના ગુન્હાની તપાસ પંચની આગળ ચાલતી. સોક્રેટીસની ઉપર રાજ્યધર્મને તોડવાનું

અને બીજાઓને તે તોડવા શીખવવાનું તોહોમત મૂકવામાં આવ્યું હતું, ને તેની તપાસ મહાજન મંડળ પાસે ચાલેલી. મહાજનના ઘણા માણસોને સોક્રેટીસના શિક્ષણથી નુકશાન થયું હતું તેથી તેઓને સોક્રેટીસ ઉપર વેરભાવ હતો. તેઓએ ખોટી રીતે સોક્રેટીસને ગુન્હેગાર ઠરાવ્યો, અને તેને ઝેર પીને મરવાની સજા કરી. કોઇને દેહાંતદંડની શિક્ષા થતી ત્યારે તેનો અંત લાવવાના ઘણા રસ્તા લેવાતા. તેમાંથી સોક્રેટીસને ઝેર પીને મરવાની સજા થયેલી.

આ વીર પુરૂષ પોતે ઝેર પીને મરણ પામ્યો અને જે દિવસે તે ઝેર પીવાનો હતો તેજ દહાડે તેણે શરીરના નાશવંતપણા ઉપર અને જીવના અમરપણા ઉપર પોતાના એક મિત્ર–સાગરીદ આગળ વ્યાખ્યાન કરેલું. એમ કહેવાય છે કે ઝેર લેવાની છેલ્લી ઘડી સુધી સોક્રેટીસ જરાએ ડરેલો નહિ અને તેણે હસમુખે ચહેરે તે પીધેલું. પોતાને જે વ્યાખ્યાન કરવાનું હતું તેનું છેલ્લું વાક્ય બોલીને, જેમ આપણે શરબતનો પ્યાલો રંગથી પીએ તેમ તેણે ઝેરનો પ્યાલો રંગથી પીધો.

આજે દુનિયા સોક્રેટીસને સંભારે છે. તેના શિક્ષણથી લાખો માણસને ફાયદો થયો છે. તેની ઉપર તહોમત મૂકનારને અને તેને સજા આપનારને દુનિયા વખોડે છે. સોક્રેટીસ તો અમર થઇ ગયો છે અને તેના જેવાના નામથી ગ્રીસ આખું પંકાયલું છે.

સોક્રેટીસે પોતાનો બચાવ કરતાં જે ભાષણ કર્યું તેની નોંધ તેના સાગરી મખ્યાતદ પ્લેટોએ લખી છે. તેના તરજુમો ઘણી ભાષાઓમાં થયો છે. તેનો બચાવ બહુ સરસ અને નીતિના રસથી ભરેલો છે. તેથી અમે તે અહીં આપવા માંગીએ છીએ.

અમે શબ્દે શબ્દ તરજુમો નહિ આપતાં તેનો મુખ્ય સાર આપીશું.

આપણે દક્ષિણ આફ્રીકામાં બલ્કે આખા હિંદમાં હજી ઘણાં કામો કરવાનાં છે. ત્યારેજ હિંદની હાડમારી દૂર થાય તેમ છે. આપણને સોક્રેટીસની માફક જીવતાં અને મરતાં આવડવું જોઇએ. સોક્રેટીસ તો વળી મોટો સત્યાગ્રહી હતો. તે પોતાનીજ પ્રજાની સામે સત્યાગ્રહી થયો. તેથી ગ્રીક પ્રજા મોટી થઇ. આપણે કાયર થઇને, અથવા આપણને માન નહિ મળે કે આપણો જીવ જશે, એવી ધાસ્તીથી આપણામાં રહેલી ખામીઓ નહિ તપાસીએ, જાણ્યા છતાં તે તરફ પ્રજાનું ધ્યાન નહિ ખેંચીએ ત્યાં લગી, બ્હારના સેંકડો ઈલાજો લેવા છતાં—કોંગ્રેસો ભરાવા છતાં—એક્સ્ટ્રીમીસ્ટ બનવા છતાં—હિંદનું ભલું કરવાના નથી—તેનું ભલું તેમ થવાનુ નથી. ખરા દરદને પીછાની તેને ઉઘાડું કરી, તેને લાગુ પડે તેવા ઇલાજો લઇ, જ્યારે હિંદનું બ્હારનું અને અંતરનું શરીર દર્દરહિત થઇ ચોખ્ખું થશે ત્યારે અંગ્રેજી કે બીજા જુલમરૂપી જંતુઓ તેને કશી ઈજા પ્હોંચાડી શકશે નહિ. પણ જો શરીર પોતેજ સડેલું હશે તો એક જાતના ચેપી જંતુ નાબુદ કરીશું તો તેની જગ્યાએ બીજી જાતના ચેપી જંતુ ચડી બેસશે, અને હિંદ—શરીરને પાયમાલ કરશે.

આ વિચારો ધ્યાનમાં લઇ, સોક્રેટીસ જેવા મહાત્માના વાક્યોને અમૃત સમાન જાણી તેના ઘુંટડા અમારા વાંચનાર પીએ અને તેથી અંતર રોગને નસાડી બીજાને એવા રોગ નસાડવામાં મદદ કરે એવા હેતુથી અમે સોક્રેટીસના ભાષણનો સાર આપીએ છીએ.

મો. ક. ગાંધી.

# એક સત્યવીરની કથા.

## સોક્રેટીસનો બચાવ.

"હે એથેન્સના લોકો, મારી ઉપર તહોમત મૂકનારાના બોલથી તમે કેટલે દરજ્જે દોરવાયા છો તેની મને ખબર નથી. તેમનાં વચન એવાં મર્મવાળાં અને સાચાં દેખાતાં હતાં કે હું પોતે મારૂં ભાન ભૂલી ગયેલો. છતાં હું કહું છું કે તેઓ જે બોલ્યા છે તે જુઠાણું છે. તેઓના બધા જુઠાણામાંનું એક તો મને બહુ અજાયબી ભરેલું લાગ્યું. તેઓએ તમને કહ્યું છે કે તમારે મારા છટાદાર ભાષણથી ભોળવાઇ ન જવું. છટા તો તેઓ વાપરે છે. મને છટા આવડતી નથી. પણ જો સત્યને તેઓ છટા કહે તો તે મારામાં છે એમ હું કબૂલ કરૂં છું. પણ જો મને સત્યવાદી તરીકે તેઓ કબૂલ રાખે તો તેઓ જેને છટાદાર માને છે તેવી જાતનો છટાદાર હું નથી. કેમકે તેઓ ભપકાથી બોલ્યા છે, છતાં તેઓના બોલમાં કંઇ સાચું નથી. હું તો તમારી આગળ જે સાચું છે તેજ, અને તે બધું રજુ કરવાનો છું. હું કંઇ તમારી આગળ ઘડેલું ભાષણ લાવ્યો નથી. હું ઘરડો છું. મારે તમારી આગળ છટા કે ભપકો વાપરવાનાં હોય નહિ. એટલે હું જેમ તમારી આગળ હમેશાં બોલું છું તેવીજ સાદાઇથી બોલું તો તમે તાજુબ ન થજો." મને હવે ૭૦ કરતાં વધારે વરસ થયાં છે. તેમાં આજે પહેલોજ મને અદાલતનો અનુભવ

થાય છે. તેથી અદાલતના ભપકાની અને અદાલતની ભાષાની મને ખબર નથી. એટલે મારા શબ્દોનો તમે ખ્યાલ ન કરજો. જડજ તરીકે તમારૂં કામ, હું ન્યાયી વાત કરૂં છું કે નહિ તે જોવાનું છે. મારૂં કામ તમારી આગળ સાચુંજ રજુ કરવાનું છે.

મારી ઉપર ઘણાં માણસોએ તહોમત મૂકયાં છે. તેમાનું એક એ છે કે હું બધી જાતની શોધ કરૂં છું ને જે ખોટું છે તે ખરૂં કરીને બતાવું છું ને લોકોને ભમાવું છું. આ તહોમત મૂકનારાઓ જોરાવર છે. તેઓ જણાવે છે કે હું આપણા બાપદાદાનો ધર્મ જાળવતો નથી. આવી વાતો તેઓએ તમારા કાને તમારા બચપણથી નાંખીને તમને ભંભેર્યા છે. વળી મારી ગેરહાજરીમાં તમને વાતો કરી છે. તેથી હું તમારી આગળ મારો બચાવ નથી કરી શકયો. તેઓએ અદેખાઇથી કે લુચ્ચાઇથી તમારી આગળ વાતો કરીને તમારાં દિલ ઉશ્કેર્યાં છે. તે સાફ થાઓ એમ ઇચ્છું છું. પણ હું જાણું છું કે તે કામ કઠણ છે. છતાં મારે જે કહેવું ઘટે તે કહીશ. પરિણામ ખુદાને જે ગમે તે ભલે આવે.

"તેઓ શું કહે છે તેનો સાર હું ઉપર કહી ગયો. વળી તે મારા નાટક કરે છે. તેમાં બતાવે છે કે હું હવામાં ફરવાના અખતરાઓ કરૂં છું. આની મને તો ખબર પણ નથી. હવામાં ન ફરી શકાય એમ હું કહેતો નથી. તેવું જાણનાર કોઇ હોય તો તે ભલે તેવા અખતરા કરે. પણ મને તો તેનું ભાન નથી. છતાં મેલીટસ મારી ઉપર તેવો આરોપ મૂકે છે.

મહાજનમાંથી તમે ઘણાઓ મારા સહવાસમાં હમેશાં આવ્યા છો. તમે એક બીજાને પૂછી જોજો કે એવી વાત સુદ્ધાંએ મ્હેં કોઇ દહાડે કોઇને કરી છે? અને જો તમે બધા કહી શકો કે મ્હેં કોઈને એવી વાત નથી કરી તો તમે સમજી શકશો કે જેવું આ તહોમત ખોટું છે તેવાં બીજાં પણ હોવાં જોઇએ.

વળી મારા વિરોધીઓ કહે છે કે હું લોકોને શીખવું છું ને તેના બદલામાં પૈસા લઉં છું. આ તહોમત પણ જુઠું છે. કદિ તે વાત ખરી હોય તો તેમાં હું કાંઇ ખરાબ સમજતો નથી. આપણામાં ઘણા શિક્ષકો છે, તે પોતાનું મહેનતાણું લે છે. અને તેઓ બરાબર શીખવે ને તેઓને પૈસા મળે તેમાં કંઇ ગેરઆબરૂ હું માનીશ નહિ. આપણી પાસે જાનવર હશે તો તેને શીખવવાને આપણે માણસ રાખીશું ને તેને પૈસા આપીશું. ત્યારે શું આપણાં છોકરાંઓને આપણે સારાં થતાં, શેહેરી તરીકેની ફરજ બજાવતાં નહીં શીખવીએ? અને તેઓને સારે રસ્તે લઇ જનાર શિક્ષક મળે તો તેને આપણે પૈસા અને માન બન્ને નહિ આપીએ? પણ મને તો આવી રીતે શીખવવાનું બન્યુંજ નથી.

ત્યારે તમે કહેશો કે "જો તારામાં કાંઇ ખરાબી નથી તો આટલાં તહોમતો કેમ મૂકવામાં આવે છે? જો તેં માણસોને ખાસ ભમાવ્યા ન હોય તો બીજાની ઉપર નહિ ને તારી ઉપરજ કેમ તહોમતો આવે છે?" આવો સવાલ તમે પૂછો તે ગેરવ્યાજબી નહિ ગણાય. મારી ઉપર તહોમતો કેમ મૂકાયાં છે તેનું કારણ બતાવવાની હું મહેનત કરીશ. તમને કદાચ મારૂં બોલવું

મશ્કરીરૂપે લાગશે. છતાં ખાત્રી રાખજો કે હું જે સાચું છે તેજ કહીશ. મારી ઉપર તેઓ તહોમત મૂકે છે તેનું કારણ એ છે કે મારી પાસે અમુક જ્ઞાન છે. એ જ્ઞાન કેવું છે એમ તમે પૂછશો તો હું કહીશ કે તે જ્ઞાન ભલે માત્ર મનસ્વી હોય, પણ તે મારામાં જેટલું છે તેટલું બીજામાં નથી એમ આપણા દેવે પણ કહ્યું છે.

દેવવાણી એમ થઇ છતાં મેં તે તુરત નહિ માન્યું, તેથી આપણામાં જે સર્વથી જ્ઞાની માણસ કહેવાતો હતો તેની પાસે હું ગયો. તેને કેટલાક સવાલો કર્યાં. તે ઉપરથી મેં જાણ્યું કે તેને તો જ્ઞાનનો ડોળ જ હતો. મને જ્ઞાનનો ડોળ નહોતો. તેટલે દરજ્જે હું તેના કરતાં વધારે જ્ઞાની હોવો જોઇએ એમ મને જણાયું. કેમકે જે માણસ પોતાનું અજ્ઞાન જાણે છે તે, અજ્ઞાનને નહિ જાણનાર કરતાં જ્ઞાની છે એમ કહી શકાય. પણ જ્યારે પેલા જ્ઞાનીનું અજ્ઞાન મ્હેં બતાવ્યું ત્યારે હું તેની આંખે ચડયો. પછી બીજા જ્ઞાની આગળ હું ગયો. તેણે પણ જ્ઞાનનો ડોળ કર્યો—પોતાનું અજ્ઞાન ઢાંક્યું. આ વાત મ્હેં તેને બતાવી તેથી તે પણ મારો વેરી બન્યો. આમ હું ઘણા જણની આગળ ગયો અને તે બધાએ પોતાનું અજ્ઞાન ઢાંક્યું. બધાને મેં તેઓનો ડોળ હતો તે બતાવ્યો ને તેથી તેઓની પાસે હું કડવો થયો. મારા અનુભવમાં મેં એમ જોયું કે જેમ જ્ઞાનનો ડોળ વધારે હતો તેમ હકીકતમાં વધારે અંધારું હતું. મેં એમ પણ જોયું કે ખરૂં જ્ઞાન તો એ છે કે આપણે બહુ અજાણ છીએ એનું ભાન લાવવું.

હું ઘણા કવિઓની આગળ ગયેલો, ઘણા હુનરીઓ પાસે ગયેલો. મને માલુમ પડયું કે ઘણા કવિઓ પોતાનું લખાણુ નહિ સમજાવી શકયા. હુન્નરીઓ બેશક પોતાના હુન્નરમાં ચઢીઆતા હતા, પણ હુન્નરની મગરૂરીમાં તેઓએ એમ માની લીધું કે બીજી બાબતોમાં યે તેઓને બીજાના કરતાં વધારે જ્ઞાન હોવું જોઇએ. આમ તેઓ બધા ગોથાં ખાતા હતા. મને તો આપણી અજ્ઞાન દશાનું ભાન તે બધાના કરતાં વધારે હતું એમ મેં જોયું.

હવે તમે સમજી શકો છો કે એટલા બધા તહોમત મારી સામે કેમ મૂકાયાં છે. આપણે કેવા અજ્ઞાન છીએ, અને માણસ જાતનું જ્ઞાન કેટલું બધું ટુંકું છે તેનો આબેહૂબ ચિતાર આપવામાં રોકાઇને મેં રાજયની બીજી સેવા નથી કરી. મારું પોતાનું બધું છોડયું છે ને હું પોતે અત્યંત ગરીબ રહ્યો છું. પણ મને લાગ્યું કે જો હું માણસને તેના અજાણપણાનું ભાન કરાવું તો તેમાં હું ખુદાની સેવા કરું છું. અને તે સેવા મેં પસંદ કરી છે તેથી મારી ઉપર લોકોની ઇતરાજી વધી છે.

વળી કેટલાક જુવાનીઆઓ જેઓને બહુ કામ નથી તેઓ મારી પાછળ ફરે છે ને હું સવાલો કરું છું તેમ તેઓ પણ અર્ધજ્ઞાનીઓને સવાલ કરે છે. આમ થવાથી જેને સવાલ કરવામાં આવે છે ને જેઓનું પોકળ ખુલ્લું થાય છે તેવા માણસ મારી ઉપર ગુસ્સે થાય છે. મારી ઉપર જેઓ બીજું કોઇ તહોમત નથી મૂકી શકતા, તેથી તેઓ કહે છે કે "આ માણસ જોઇએ

તે કરતાં ઉંડો ઉતરે છે, આપણા દેવને માનતો નથી, તે ખરાબને સારૂં કહી બતાવે છે." આવા માણસો પોતાનું અજ્ઞાન ઢાંકવાની ખાતર બધાના કાન મારી વિરૂદ્ધ ખોટી રીતે ભંભેરે છે. તેવાઓમાં મેલીટસ અને બીજા માણસો છે. મેલીટસ એમ કહે છે કે હું એથેન્સના જુવાનીઆઓને બગાડું છું. હવે મેલીટસનેજ હું સવાલ પૂછું.

સોક્રેટીસ પૂછે છેઃ—મેલીટસ, તમને નથી લાગતું કે જુવાનીઆઓને બને તેટલી રીતે સદ્દગુણી કરવા ?

મેલીટસ કહે છે—મને તેમ લાગે છે.

સોઃ—ત્યારે જુવાનીઆઓને સદ્દગુણી કોણ બનાવે છે ?

મેઃ—ધારાઓ.

સોઃ—મારા સવાલનો જવાબ નથી મળ્યો. મેં પૂછ્યું કે 'કોણ' તેઓને સારા કરે છે ?

મેઃ—એ તો ન્યાયાધીશો કરે છે.

સોઃ—શું તમે એમ કહો છો કે જેઓ ઇન્સાફની ગાદીએ બેઠા છે તેઓ સદ્દગુણ શીખવી શકે છે.

મેઃ—બેશક.

સોઃ—બધા કે તેઓમાંના કેટલાક જ ?

મેઃ—બધાઓ.

સોઃ—તમે ઠીક કહ્યું. હવે હું પૂછું છું કે જેઓ અહીં સાંભળવાને આવ્યા છે તેઓ તેવું શિક્ષણ આપી શકે નહિ ?

મેઃ—તેઓ પણ આપી શકે.

સોઃ—ત્યારે તમે એમ કહો છો કે એથન્સના બધા લોકો સદ્‌ગુણ શીખવી શકે છે! ને માત્ર હું જુવાનીઆને બગાડું છું!

મેઃ—હું એમજ કહું છું.

સોઃ—તમે તો મારી ઉપર ભારે તહોમત લાવ્યા. તમે જે કહો છો તે વાત થોડાઓને પણ લાગુ પડતી હશે. ઘણા માણસો તેઓને સુધારી શકે ને થોડાજ બગાડે; એમ તમે કહેશો? કે ખરૂં જોતાં ઘોડાના તાલીમબાજ તો ઘણાજ થોડા હોય ને બાકીના તો એવી બાબતમાં અજાણ્યા હોય? એવોજ કાયદો વળી બીજા પ્રાણીઓને સારૂ છે એમ પણ તમે કબુલ નહિ કરો? મને તો લાગે છે કે તમારે તે વાત કબુલ કરવીજ પડશે. કેમકે તે તદ્દન દેખીતી છે. અને માણસને સારૂ જૂદો ધારો છે એમ કહેવામાં તમે મારી ઉપર વગર સમજે આરોપ મૂકો છો એવું હું તો જોઉં છું. વળી શું તમે એમ કબુલ નહિ કરો કે જેઓ નઠારા માણસની પાસે ઘણો વખત રહે તેઓની તેમને અસર થાય છે?

મેઃ—એ તો હું કબુલ કરીશ.

સોઃ—ત્યારે તમે એમ કહેશો કે કોઈ કોઇ માણસ પોતાની મેળે પોતાનું બુરૂં કરવા ઈચ્છે છે.

મેઃ—એમ તો મારાથી નહિ કહેવાય.

સોઃ—ત્યારે હવે કહો કે હું જુવાનીઆઓને જાણી જોઇને બગાડું છું કે અજાણે?

મેઃ—હું કહું છું કે તમે તેઓને જાણી જોઇને બગાડો છો.

સો:—એમ તમારાથી કેમ કહી શકાય? તમે જુવાન છો. હું બુઢ્ઢો છું. તમે માનો છો કે હું એટલું ન સમજી શકું કે જો હું બીજાઓને બગાડું તો હું પણ વધારે બગાડું? આવું તમે તો ઉપર કબુલ કરી ગયા છો. કેમકે આપણે જોયું કે નઠારાની સોબત કરનાર નઠારા બને. આમ હું નુકસાન પામવા ઇચ્છું છું એમ કોઇ માનશે નહિ. અને જો આ મારી દલીલ ખરી હોય તો પછી દેખીતી રીતે બગાડવાનો આરોપ ઉડી જાય છે. હવે એમ કહો કે હું અજાણે બગાડું છું. એમ હોય તો તમારી ફરજ મને શીખવવાની હતી. તમે તો મને સુધારવાનો પ્રયત્ન પણ નથી કર્યો. મારી પાસે પણ તમે નથી આવ્યા. મને તો તમે સજા કરવાને ખાતર એકદમ ખડો કર્યો છે. આ રીતે મેલીટસે કહ્યું તે બતાવે છે કે તેણે કોઈ દિવસ ઉંડી બાબતો પર વિચાર કર્યો નથી. હવે હું કેવી રીતે જુવાનીઆઓને બગાડું છું તેની તપાસ કરીએ. મેલીટસ! તમે એમ કહો છો કે આપણું શહેર જે દેવતાઓને માને છે તેને નહિ માનવાનું તેઓને શીખવીને હું બગાડું છું?

મે:—હું બેશક એમજ કહું છું.

સો:—ત્યારે તમે શું કહો છો? શહેર માને છે તે દેવતાને નહિ માનવાનું હું શીખવું છું કે બીજા દેવતાને માનવાનું શીખવું છું?

મે:—હું તો એમ કહું છું; કે તમે દેવતા માત્રને માનતા નથી.

સો:—શાબાશ! મેલીટસ! તમે તો એમ કહો છો કે આખું

શહેર સૂર્ય ચંદ્રને માને છે પણ હું નથી માનતો.

મેઃ—હું તો એમજ કહું છું કે તમે માનો છો કે સૂર્ય એ પથરો છે ને ચંદ્ર એ મટોડી છે.

સોઃ—તમારી વાત કોણ માનશે ? જે આરોપ મારી પર નાખો છો તે કોઇ કબૂલ નહિ કરી શકે. કેમકે હું જો એવું શીખવવા જઉં તો સૌ કહી શકે કે તે કંઇ નવું શિક્ષણ નથી. તે તો બીજાઓ કહેતા આવ્યા છે. વળી મેં પોતે તેઓનું કહેવું માન્યું નથી. પણ જો તમે મારા ઉપર સૂર્ય ચંદ્ર વિષે આમ તહોમત મૂકો છો તો તમે એમ કહેશો કે હું 'ખુદા છે' એમ પણ માનતો નથી.

મેઃ—હું ચોકસ રીતે કહુ છું કે તમે ખુદાના અસ્તિત્વનો ઈન્કાર કરો છો.

સોઃ—ત્યારે તો તમે જે બને નહિ એવી વાત જાણી બુઝીને કરો છો. ખુદા નથી એમ મારાથી કેમ કહેવાય ? કોઇ એમ કહી શકે કે માણસોને લગતી વસ્તુઓ છે પણ માણસોની પોતાની હયાતી નથી ? અથવા ઘોડાઓને લગતી વસ્તુઓ છે ને ઘોડાઓ નથી ? ફીરસ્તાને લગતી વસ્તુ છે ને ફીરસ્તા નથી ?

મેઃ—જેને લગતી વસ્તુ હોય તેની હયાતી હોય.

સોઃ—તમે કબૂલ કરો છો કે હું દેવતાઓને લગતી વાત કરું છું એટલે દેવતાઓ છે એમ હું કબુલ કરું છું, એમ તમારે ગણવુંજ જોઇએ.

એટલે મારે હવે મેલીટસના તહોમત બાબત વધારે કહે-

વાનું રહેતું નથી. હું વળી માનું છું કે આમ પ્રજાના ઘણાઓ મારી સામે છે. મેલીટસ વિગેરે જે કહે છે તે ઉપરથી તમે મને ગુન્હેગાર નહિ ઠરાવો, પણ આમની અદેખાઇ અને તેઓએ મૂકેલા દોષથી હું ગુન્હેગાર ઠરીશ. પણ તેવી રીતે ઘણા ભલા માણસોની ઉપર વીતેલી છે અને હજુ બીજાઓ ઉપર વીતશે.

પણ કોઇ કહેશે કે:–"સોક્રેટીસ, જે અભ્યાસને લીધે તમારે મ્હોત ભોગવવું પડે તેવું છે તેવા અભ્યાસમાં ગુંથાવાથી તમને શરમ નથી"? આવા માણસોને હું સારી પેઠે કહી શકું છું કે:–"તમે ખરાખર નથી કહેતા. એક નજીવો માણસ હોય તેણે પણ મ્હોતનું જોખમ તો માથે ફેરવવું જોઇએ. કોઈ પણ કામ કરતાં તેણે એકજ વિચાર કરવો જોઇએ. અને તે એ કે તે બાબત વ્યાજબી છે કે ગેરવ્યાજબી? તે કામ સારા માણસને છાજે એવું છે કે નહિ? જો તમે કહો છો તે પ્રમાણે જેમાં મરણનું જોખમ રહેલું છે એ કામ ખરાબ હોય તો ટ્રોયના મહાન યોદ્ધાઓ ફરજ બતાવતાં, રણમાં મુવા તે બધા ઘણા ખરાબ માણસો ગણાવા જોઇએ. પેટ્રોકલસને તેની માએ કહ્યું કે જો હેકટરને તું મારીશ તો તારે પણ તુરત મરવું પડશે. ત્યારે પેટ્રોકલસે જવાબ આપ્યો કે:–"દુષ્ટ હેકટરને મારીને મરવું એ બનાવ બીકણ થઇને જીવવાં કરતાં હજાર દરજ્જે સારો કહેવાય" પેટ્રોકલસ મ્હોતથી ડર્યો નહિ. પ્રમાણે એવું છે કે જ્યારે કોઇ પણ માણસે ખરું સમજીને અમુક રૂપગથીઉં લીધું હોય અગર અમુક પગથીઆં પર તેને તેના ઉપરીએ મૂક્યો

હોય ત્યારે તે પગથીઆ ઉપરથી મ્હોતના કે બીજા એવા ડરથી તેણે ખસવું ન જોઇએ.

વળી જુઓ, જ્યારે હું આ રાજ્યમાં નોકરી કરતો હતો ત્યારે મારા સુબાએ મને જે જગ્યા સોંપી હતી તે જગ્યાને મ્હોતનો ભય હતો છતાં હું વળગી રહ્યો. હવે જ્યારે મારૂં દિલ મને અમુક જ્ઞાન ગ્રહણ કરવાનું કહે છે તે હું મોતના ડરથી ન ગ્રહું, કે તેને વિષે કંઈ ન બોલું તો તે કેવું તાજુબી ભરેલું ગણાય? જો હું મોતનો ભય રાખું તો હું અજ્ઞાન છું એમ જે હું માનુ છું તે મારી માન્યતાને દોષ આવે છે. અને જો અજ્ઞાન છતાં જ્ઞાનનો ડોળ ઘાલું, તો બેશક મારી ઉપર કામ ચાલવું જોઇએ. મ્હોતનો ડર રાખવો એ જ્ઞાનનો ડોળ ઘાલવા બરોબર છે. કેમકે મોતને વિષે કાંઈ ભય રાખવા જેવું છે એમ કોણ જાણી શકયું છે? મોત એ માણસને સર્વથી વધારે ફાયદો કરનારી વસ્તુ છે એમ કેમ નહિ માનીએ? માણસો તેનાથી ડરે છે, કેમ જાણે તેઓને ખબર હોય નહિ કે મોત તે ખરાબમાં ખરાબ વસ્તુ છે! આમ જે આપણે જાણતા નથી તે જાણવાનો ફાંકો ધરાવવો એથી મોટું અજ્ઞાન બીજું કયું? આવી બાબતોમાં બીજાઓના કરતાં મારા વિચારો જુદા છે. જો મારામાં કાંઇ ડહાપણ હોય તો તે એ છે કે મને મોત વિષે કોઇ જ્ઞાન નથી. તેથી હું તે છુપેરું મારૂં અજ્ઞાન ઢાંકતો નથી. પણ મારે અનીતિથી ચાલવું અથવા મારા ઉપરીના વાજબી હુકમોથી ઉલટું ચાલવું તે હું ખોટું ગણું છું એટલે જે હું

ખરૂં માનું છું તે કોઈ જાતની બીકને લીધે કદિ છોડવાનો નથી. તેથી કદાચ તમે મારી ઉપર આરોપ મૂકનારની વાત ન માનીને એમ કહો કેઃ—"સોક્રેટીસ, હાલ અમે તને સજા નથી કરતા, પણ તે એવી શરતે કે જે અભ્યાસ તું કરે છે તે તારે છોડી દેવો. હવે પછી જો તું તેવું કરશે તો તને ખચીત મોતની સજા મળશે." તો હું તમને કહીશ કેઃ—"હે એથેન્સના લોકો, તમને હું માન આપું છું, તમને હું ચાહું છું, પણ તમને હું તાબે થવા કરતાં ખુદાને તાબે થવું તે હું વધારે પસંદ કરૂં છું. અને જ્યાં સુધી મારામાં દમ અને તાકાત છે ત્યાં સુધી હું મારા તત્વજ્ઞાનનો અભ્યાસ ચાલુ રાખીશ, અને જેઓ મને મળશે તથા સાંભળશે તેને નીચે પ્રમાણે બોધ આપીશઃ—

"અરે એથેન્સના ઉત્તમ માણસો ! તમે પ્રખ્યાત શહેરમાં વસનારા, છો. તમે બળવાન્ ગણાઓ છો તમે ડાહ્યામાં ખપો છો, છતાં તમે પૈસાદાર થવા માંગો છો ! પૈસો મેળવતાં શું ભૂલ કરો છો તે જોતાં નથી. તમે હોદ્દા મેળવવાની, ને કીર્તિ મેળવવાની કાળજી રાખો છો. આમ કરતાં તમને કેમ શરમ નથી આવતી ? તમને તમારા અરવાં (આત્મા) ની, તમારા જ્ઞાનની, સત્યતાની દરકાર નથી. તમારો આત્મા કેમ ઉંચે ચડે તેનું તમે ધ્યાન રાખતા નથી."

મારા આમ કહેવા ઉપરથી કોઇ મને કહેશે કે તે પોતે તો પોતાના આત્માની દરકાર રાખે છે, સત્યતાનું સેવન કરે છે; તો હું તેવા માણસને છોડી દઇશ નહિ. હું તેને પૂછીશ કે તે

કેવી રીતે એ ખર્ચું કરે છે.? હું તેની કસોટી કરીશ ને પછી જવા દઈશ. તેની કસોટી કહાડતાં જો તે સચ્ચાઈનો ડોળ કરે છે, ને ખરૂં જોતાં તેનામાં સચ્ચાઈ છે જ નહિ એવું મને જણાશે તો હું તેને ઠપકો આપીશ ને તેને ચોખ્ખી રીતે જણાવીશ કે જગત્‌માં જે ઘણીજ કીંમતી વસ્તુ છે તેની કીંમત તેના મનમાં કાંઇ જ નથી, ને જેની ખરૂં જોતાં કીંમત નથી તેને તે કીંમતી ગણે છે. આ પ્રમાણે હું બધા માણસો સાથે વર્તીશ-પછી ભલે તે આ શહેરના રહેનાર હોય કે પરદેશી, ભલે જુવાન હોય કે બુઢ્ઢા. તમને તો હું વધારે જોરથી એજ વાત કહીશ. કેમકે તમે મને વધારે ઓળખો છો. તમારી સાથે હું વધારે સંબંધ ધરાવું છું. હું જે કહું છું તે ખુદાઇ ફરમાન છે એમ ખાતરી રાખજો. હું તો એમ પણ કહું છું કે ખુદાના ફરમાનો મને બહું પ્યારા છે અને એમાંજ આ શહેરનું બહું મોટું ભલું સમાયેલું છે. મને એકજ ધંધો છે. હું નાના મોટાંને બધાને એકજ વાત સમજાવ્યા કરૂં છું, અને તે એ કે જાન-માલની થોડી દરકાર કરજો-આત્માની ખૂબ સંભાળ રાખજો; તે કેમ ચઢે તેવા ઉપાય લેજો. સદ્‌ગુણ તે દોલતમાંથી પેદા નહિ થાય; પણ દોલત અને દુન્યવી બીજી વસ્તુઓ સદ્‌ગુણ હશે તો મળી રહેશે. જો આમ શીખવવામાં હું આ શહેરના લોકોને બગાડું છું હું એમ કોઇ કહે તો એનો અર્થ એ થશે કે સદ્‌ગુણ એ દુર્ગુણ છે. જો કોઇ એમ કહે કે ઉપર સિવાયની બીજી વાત હું કહું છું તો તે માણસ તમને ખોટે રસ્તે દોરે છે.

તેથી હું તમને કહું છું કે તમે મારી વિરૂદ્ધની વાત માનો યા ન માનો, મને છોડી મૂકો યા ન છોડી મૂકો, અને મારે ઘણીવાર મરવું પડે તો પણ હું મારી રીત છોડનાર નથી.

હું બોલું છું તેથી તમે ચીડાતા નહિ. મારાં વચન ધ્યાન દઇ સાંભળજો. કેમકે હું માનું છું કે મારાં વચન સાંભળવામાં તમને લાભ છે. હવે જે હું કહેવાનો છું તેથી તમને વખતે ગુસ્સો ચઢશે. પણ તેમ ન કરતાં ધ્યાનપૂર્વક સાંભળજો. મને તમે મોતની સજા કરશો તો, હું જેવો છું તેવો હોવાથી, મને નુકસાન થશે તેના કરતાં તમને વધારે થશે. મને મેલીટસ કે બીજા કોઈ નુકસાન કરી શકનાર નથી. મને નુકસાન કરવાની તેઓનામાં તાકાત નથી. સારા માણસને તેનાથી ઉતરતો માણસ નુકસાન કરી શકે એમ બની શકતું નથી. તેના તહોમતથી મને કદાચ દેહાંત દંડ મળશે, કદાચ દેશપાર કરવામાં આવશે, મારા હકો છીનવી લેવામાં આવશે. તમોને એમ લાગે કે આમ થાય એ તો મને ભારે નુકસાન થયું ગણાય. હું તેને નુકસાન નથી માનતો. પણ અન્યાયપણે બીજા માણસોને મરાવી નાખવાનો પ્રયત્ન કરવાથી પ્રયત્ન કરનાર પોતાનેજ નુકસાન કરે છે, એટલે હું મારો બચાવ કરું છું એમ તમે માનજો. તમારી પાસે ખડો રહી હું જે પોકાર કરું છું તે તમારે સારુ છે. તમે ખુદાઇ ફરમાન તોડી ખોટું કરો તેમાંથી તમને ઉગારવાની મારી ઇચ્છા છે. મને મારી નાખવાનો હુકમ કરશો તો તમને મારા જેવો બીજો કામ કરનારો મળવો

મુશ્કેલ છે. એમ કહેવું ન ઘટે છતાં મારે કહ્યા વિના ચાલતું નથી. જેમ જોરાવર ઘોડાને લગામની જરૂર છે તેમ તમે પણ જોરાવર છો, તેથી લગામની જરૂર છે. લગામરૂપે થઇ મારે રહેવું એ ખુદાઇ ફરમાન હું સમજું છું, તેથી જો તમે મારી સલાહ માનશો તો મારો જીવ તમે નહિ લો. પણ કોઈ અઘોરીને કોઇ બીજો તેની ઉંઘમાંથી જગાડે તો તેને તે ચીડવાઇને મારવા દોડે છે તેમ તમે મારી ઉપર ચીડાઇને વગર વિચારે મને મારી નાંખવા હુકમ કરશો એવો સંભવ છે. ત્યાર બાદ મારા જેવો બીજો તમને નહિ મળે તો તમે પાછા ઉંઘી જશો. હું તમારૂં ભલું કરનારો છું ને મને તમારી પાસે ખુદાએ મોકલ્યો છે. એ તમો જોઇ શકો છો. મારૂં પોતાનું કામ પડતું મેલું છું, તમારા હિતની કાળજી હમેશાં રાખ્યા કરૂં છું. બાપની જેમ અથવા મોટેરા ભાઇની જેમ હું તમને એક એક જણને શીખામણ આપું છું, ને સારે માર્ગે દોરવાની મહેનત કરૂં છું. આવું કરવાને સારૂં મેં જો બદલો માંગ્યો હોત, તે વડે મેં મારી દોલત એકઠી કરી હોત તો મારી પર શક લાવવાનું તમને કારણ રહે. પણ મારા ફરીઆદીઓએ પૈસા લેવાનું તહોમત મારી ઉપર મૂક્યું નથી. અને મેં કદિ પૈસા લીધા કે માંગ્યા નથી તેનો ગરીબાઈ મોટો પૂરાવો તે મારી ગરીબી છે.

કદાચ તમે એમ પૂછશો કે જ્યારે હું લોકોને સદ્ગુણી કરવાની સલાહ આપ્યા કરૂં છું ને બરોબર તે બાબત ભટકું છું ત્યારે શેહેરનું ભલું કરવાને સારૂં રાજ્યપ્રકરણી વિષયોમાં

હું ભાગ કેમ લેતો નથી? આનું કારણ હું ઘણી વેળા બતાવી ગયો છું. મને લાગ છે કે મારા કાનમાં દેવતાઇ અવાજ આવ્યા કરે છે. તે અવાજ એમ જણાવે છે કે મારે રાજ્યખટપટમાં પડવું નહિ. આમ થયું છે તે ઠીક થયું છે એમ પણ હું માનું છું. જો હું રાજ્ય ખટપટમાં પડયો હોત તો મારા બાર વાગી ગયા હોત. તેમાં તમને કે મને લાભ નહિ થાત. હું જે સત્ય છે તે બોલું છું, તેમાં ગુસ્સો ન કરશો. જે માણસ શહેરમાં ચાલતી અંધાધૂધીની સામે થાય અને અન્યાયી કામો થતાં અટકાવે તેની જીંદગી સહિસલામત નથી. તેથી જે માણસ ન્યાયની નજરે જ બધું જોવા માગે છે તેને ધાંધલમાં પડવું લાજમ નથી.

આ વાતના હું તમને દાખલા-પુરાવા આપીશ. તે ઉપરથી તમે જોશો કે મ્હોતના ડરથી પણ જે હું ગેરવ્યાજબી માનીશ તે તો નહિ જ કરૂં. પણ મારા દાખલા ઉપરથી તમે જોશો કે જો હું રાજ્યખટપટમાં જ ગુંથાયલો રહ્યો હોત તો મારો નાશ કયારનો થઇ ગયો હોત. જે હું કહેવાનો છું તેથી તમને કંટાળો આવશે. પણ તે ખરૂં છે. એક વખત હું આપણી સભાનો મેમ્બર હતો. તે વેળા દસ સરદારોને મ્હોતની સજા કરવાનો તમે ઠરાવ કર્યો હતો. બધા સભાસદોમાં હું તે વાતની સામે થયો. તે વખતે મને બધા મારી નાંખવા તૈયાર થયા. પણ હું મારી નેમમાં ચુસ્ત રહ્યો. મને લાગ્યું કે તમારા અન્યાયી કામમાં મારે સામેલ થવું તેના કરતાં મારે મ્હોત અથવા કેદ ભોગવવાં એ સારૂં હતું. જયારે આમ સત્તા ભોગવાતી હતી ત્યારે ઉપરનો કીસ્સો બન્યો.

વળી જયારે આમનું રાજય બદલીને અમુક માણસોનું આ શહેરમાં થયું ત્યારે લીસન નામના માણસને મ્હોતની સજા ભોગવવાને પકડી લાવવાનો હુકમ કહાડવામાં આવ્યો હતો. મને પણ તે હુકમ મળ્યો. હું જાણતો હતો કે લીસનની ઉપર મ્હોતની સજા હતી તે ગેરવ્યાજબી હતી. જો હું તેને પકડવા ન જાઉં તો મારૂં મ્હોત થાય તેમ હતું. મ્હેં મારા મ્હોતની દરકાર ન કરી. લીસનને પકડવા હું નહિ ગયો. અને જો દરમીઆનમાં તે રાજય તૂટી નહિ ગયું હોત તો મારૂં મ્હોત ખચીત આવત.

હવે તમે જોઇ શકો છો કે જો હું રાજય કારભારના કામમાં લાંબો વખત રહ્યો હોત અને ન્યાયબુદ્ધિને વળગી રહ્યો હોત (ન્યાય એ તો મારૂં જીવતર એટલે બીજું મારાથી થાત નહિ) તો હું આટલા વરસ જીવ્યો ન હોત. મારી આખી જીંદગીમાં મ્હેં કોઇને અન્યાય કર્યો નથી. મેં ન્યાયની વિરૂદ્ધ પગલું ખાનગી જીંદગીમાં કે જાહેર જીંદગીમાં ભર્યું નથી. મેં શિક્ષકનો ડોળ ધાલ્યો નથી. પણ મારી પાસેથી કોઇ કાંઇ જાણવાને આવેલ હોય તો તેને મેં જવાબ દેવાની ના પણ પાડી નથી. વળી હું ગરીબ અને તવંગર બધાને મારી તાકાદ મુજબ એક સરખી રીતે જવાબો આપું છું. તેમ છતાં કોઇને મારા બોલવા ઉપરથી સારી માણસાઇ ન આવી હોય તો તેમાં મારો વાંક ગણવાનો નથી. જો કોઈ એમ કહે કે મેં એને એક ચીજ, ને બીજાને બીજી ચીજ મેં બતાવી છે તો તે વાત ખરી નથી એમ જ માનજો.

આ કારણસર ઘણા માણસો મારી પાસે પોતાનો વખત

માળવા માંગે છે એવો સવાલ થયો છે, તે તમે જાણો છો. જેઓ જ્ઞાની નથી પણ જ્ઞાનનો ડોળ ઘાલે છે તેવા માણસને સવાલો પૂછાય તે બીજા માણસો હંમેશાં સાંભળવાને આતુર રહે છે. આમાં રસ ઠીક આવે છે. સવાલો પૂછવા એ મારી દેવતાઇ ફરજ સમજું છું. આમાં મેં કાંઇ ખોટું નથી કર્યું. જો મારા શિક્ષણથી જુવાનીઆઓને મેં બગાડયા હોય તો તેમાંથી જેઓ આજે મોટા થયા છે ને પોતાનો સ્વાર્થ સમજી શકે છે તેવા માણસો તમારી આગળ આવી મારી ઉપર તહોમત મૂકે. કદિ તેઓ તમારી આગળ ન આવે તો તેઓના સગાં આવીને રાવ ખાય. તેવા જુવાનીઆઓ તથા તેમના સગાંઓને હું આ મંડળમાં જોઉં છું તેમાંથી કોઇને મેલીટસ કેમ સાક્ષી આપવા નથી લાવ્યો? જો મેલીટસ અને બીજા ફરીઆદી ભુલી ગયા હોય તો હું હજી તેમને રજા આપું છું. ભલે તેઓ તે માણસોની જુબાની લે. મારી વિરૂદ્ધ બોલવાને બદલે, તેઓનાં છોકરાઓને મારી સંગતથી ફાયદો થયો છે એમ તેઓ કહેશે. અને તેઓ એમ મારી તરફેણમાં બોલે તેમાં તેઓનો ન્યાય કરવા સિવાય બીજો હેતુ કે ફાયદો રહેતો નથી

મારે મારા બચાવમાં કહેવાનું હતું, તેમાંનું ઘણું તો કહી ગયો છું આપણામાં એવો રિવાજ છે કે જેની ઉપર કામ ચાલતું હોય તેનાં સગાં કચેરીમાં આવી પોકાર કરે છે, દયા માંગે છે, કેટી પોતે રડે છે. હું આમાંનું કાંઈ નથી કરતો, માંગતો પણ નથી. તેથી તમારામાંના કોઇને વખતે ગુસ્સો

આવશે, મારે સગાંઓ છે. ત્રણ દિકરા છે, એક મોટો અને બે નાના. પણ તેમાંના કોઇને હું હાજર કરવા માંગતો નથી. તેમ નહિ કરવામાં તમારૂં હું અપમાન નથી ગણતો. મારી ઉદ્ધતાઇ પણ ન માનશો. હું મ્હોતથી નથી ડરતો એ વાત આપણે એક બાજુએ રાખીશું. પણ મને લાગે છે કે આટલી ઉમરે પહોંચેલ હોઇ અને સારી કે નઠારી પણ મારી આબરૂ નજરમાં રાખી, મારે મારા સગાંઓને લાવી તમારી આગળ રૂદન કરાવવું તેમાં તમારી ને મારી હીણપત ગણું છું. મને તેમ કરવું નહિ છાજે. બધા એમ તો કબૂલ કરે છે કે સાધારણ માણસોનાં કરતા કાંઇક વિશેષ સોક્રેટીસમાં રહેલુ છે. એમ વિશેષતા ભોગવનાર તમારામાંથી કોઇ હોય, અને તેની ઉપર જેમ મારી ઉપર કામ ચાલે છે તેમ ચાલતું હોય, તો તેવા માણસ મ્હોતની બીક રાખીને વિલાપ કરાવશે તો તે શરમભરેલું ગણાશે. મ્હોત પામવામાં કાંઇ દુઃખ હોય, અને મરણથી એક વાર બચ્યા એટલે અમર થઈ જવાનું હોય તો સગાંઓને લાના દયાની લાગણી ઉશ્કેરવી એનો કદાચ બચાવ થઇ શકે. પણ જ્યારે ચઢીયાતા માણસ સદ્‌ગુણી હોવા છતાં આ પ્રમાણે મ્હોતની 'બીક' રાખે ત્યારે તો પરદેશીઓ આપણી હાંસીજ કરશે. તેઓ કહેશે કે "જેઓને પોતાના સદ્‌ગુણને લઇને ચઢીઆતા ગણી મોટા હોદ્દા આપવામાં આવે છે એવા એથેન્સના માણસો પણ ઓરતો કરતાં કંઇ ચડે તેવા નથી. ત્યારે બીજા એથેન્સના માણસો તો કેવા હલકા હોવા જોઇએ ?" તેથી હું માનું છું કે 'આવું નાટક

કોઇ સારા માણુસે કરવું ન જોઇએ. ને જો કરવા માંગે તો આ શેહેરની આબરૂને ખાતર તમારે તે બંધ રાખવું ઘટે છે. આમની (પ્રજાની) ફરજ તો એ છે કે તમે જે સજા કરવાના હો તે ધીરજથી ભોગવવી. ને તમારી ફરજ એ છે કે જેઓ રૂદનનાં નાટક કરવા માંગે તેવાને તમારે તરછોડવા.

વળી આબરૂ ગેરઆબરૂનો સવાલ છોડી દેતાં પણ મને લાગે છે કે તહોમતદારનું કામ દયા માંગવાનું નથી. તેનું કામ ઇન્સાફ માંગવાનું છે. તે માંગવા સારૂ તેણે હકીકત રજુ કરી તેની ઉપર દલીલ કરવાની છે. ન્યાયાધીશનું કામ મહેરબાની દેખાડવાનું નથી પણ પક્ષપાત કર્યા વિના ન્યાય તોળવાનું છે. એટલે અમને અને તમને બન્નેને લાજમ છે કે અમારા અને તમારા સોગંદમાં ખલેલ પહોંચે તેવું કામ નહિ કરવું.

તમારી આગળ કરગરીને તમારા સોગંદ તોડાવવાની કોશેશ કરૂં તો મેલીટસ ખુદાને નહિ માનવાનો જે આરોપ મારી પર મૂકે છે તે સાબેત થયા બરાબર ગણાય. જે માણસ ખુદાને માને છે તે માણસ પારકાના સોગંદ તોડાવે તો તે ખુદાની સામે થયો ગણાય. એટલે તે ખુદાને નથી માનતો એમ કહેવાય. પણ હું તો તમે કોઇ નહિ માનતા હો એટલી દૃઢતાથી ખુદાને માનું છું, એટલે હું તેની ઉપર ભરોસો રાખીને મારે વિષે જે સારું હોય તે કરવાનું તમારા હાથમાં બેધડક થઇ મૂકું છું."

(અહીં સોક્રેટીસે પોતાના બચાવનું ભાષણ પૂરું કર્યું. તેને બહુ મતે ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો. પછી સોક્રેટીસે પોતાની

ઉપર શી સજા થવી જોઇએ તે વિષે પોતાનું ભાષણ શરૂ કર્યું.)

મને તમે ગુન્હેગાર ઠરાવ્યો છે તેથી હું દુઃખ નથી પામતો. વળી તમારો ઠરાવ અણધાર્યો નથી. નથી. મને આશ્ચર્ય એ થાય છે કે મારી તરફેણમાં મત આપનારા આટલા બધા નીકળ્યા ! હું માનતો હતો કે મારી સામેના મત બહુ વધી પડશે. તેને બદલે હું થોડાજ જોઉં છું. જો બીજા ત્રણ જણ મારી તરફેણમાં મત આપતે તો હું છૂટી જાત. વળી હું જોઉં છું કે મારી ઉપર દેવતાઓને નહિ માનવાનું જે તહોમત મૂકવામાં આવ્યું હતું તેમાંથી મને મુક્ત કર્યો છે.

મને હવે તમે મ્હોતની સજા આપી શકો છો, તે બાબત મારે શું કહેવું ? હું મુગો નથી રહ્યો. મેં નોકરીઓ છોડી, હોદ્દાઓની દરકાર ન રાખી, ને ઘેર ઘેર ભટકીને સદ્‌ગુણી થવાનું કહ્યું તેને માટે મારે શું દંડ આપવો ? કે બીજી શી સજા ભોગવવી ? જો કોઈ માણસ કસરતશાળામાં તમને ગમ્મત આપે ને તમે સુખી છો તેવો ભાવ તમારા મનમાં ઉત્પન્ન કરે તો તમે તેને આશ્રમસ્થાનમાં નિભાવશો. મેં તમને સુખી દેખાવાનો જ નહિ પણ ખરેખરા સુખી થવાનો બતાવ્યો છે; એટલે જો હું કોઈ માંગી શકું તો એજ કહું કે તમારે મારા ઘડપણમાં મને આશ્રમસ્થાનમાં નિભાવવો જોઇએ.

આ હું તમારી આગળ ગુન્હેગાર ઠર્યા પછી વાત કરું છું. તેથી તમે માનશો કે હું તો ઉદ્ધત છું ને સજાને બદલે ઇનામ માગું છું. પણ તેવું કાંઇજ નથી. તમે મને દોષિત ઠરાવ્યો

છે, છતાં હું મને પોતાને નિર્દોષ માનું છું મેં કોઇનું બૂરૂં કર્યું નથી. આ બાબત તમે નથી સમજી શકયા, કેમકે મારી તપાસ માત્ર એકજ દહાડો ચાલી. ટુંકી મુદ્દતમાં હું તમને કેટલું સમજાવી શકું? જો વધારે દહાડા હું તમારા પ્રસંગમાં રહ્યો હોત તો કદાચ હું તમને સમજાવી શકત. હું પોતે બેગુન્હા છું, તેથી હું પોતે સજા માંગતો નથી. મારે કેદ જવું? એ ઘટિત નથી. મારે દંડ આપવો? એટલા તો મારી પાસે પૈસા પણ નથી. મારે દેશવટો માગવો? તે તો હું કેમ માંગી શકું? મને મારો જીવ એટલો બધો પ્યારો નથી કે હું બીકનો માર્યો જ્યાં ત્યાં રખડીને મારા બાકીના દિવસો પૂરા કરૂં.

કદાચ કોઇ કહે કે હવે મ્હારે મુંગે મ્હોડે એકાંતમાં બેસવું જોઇએ. એ પણ મારાથી બનનાર નથી. હું માનું છું કે મને ખુદાનું ફરમાન છે કે જેને હું સદ્‌ગુણ માનું છું તે વિષે મારે લોકોની આગળ વિવેચન કરવું. વળી મને ફરમાન છે કે નીતિના નિયમો હમેશાં શોધવા. આ તમે ન સમજી શકો એમ હું ધારૂં છું. પણ તેથી મારાથી કંઇ ચુપ રહેવાય નહીં.

(ત્યારબાદ કોર્ટે સોક્રેટીસને દેહાંત દંડની સજા કરી, તે ઉપર મહાન્ સોક્રેટીસ બેધડક થઇ તેજ વેળા નીચે પ્રમાણે બોલ્યો.)

નહિ તોપણ મારે થોડોજ વખત હવે જીવવાનું હતું. તેટલી ટુંકી મુદતને સારૂ તમે નિર્દોષ માણસને મ્હોતની સજા કરી અપયશના ધણી થયા છો. તમે થોડી મુદત થોભ્યા હોત તો મારૂં મ્હોત પોતાની મેળેજ આવત. કેમકે હું બહુ ઘરડો થયો

છું. મેં તમારી આગળ હલકી જાતની દલીલો વાપરી હોત ને સાધારણ ઇલાજો લીધા હોત તો હું મ્હોતની સજાથી રહિત થાત. પણ મારો ધર્મ ન હતો. હું માનું છું કે આઝાદ(સ્વતંત્ર) માણસ મ્હોતના કે એવા બીજા ભયથી છૂટા રહેવાને કદિ અણુઘટતું કામ નહિ કરે. મ્હોતથી બચવાને ગમે તેવા ઇલાજો લેવા એ માણસનું કર્તવ્ય નથી. લડાઇમાં માણસ હથિઆર છોડીને શત્રુ શરણે જાય તો બચે છે. પણ તેને આપણે હિચકારો ગણીએ છીએ. તેમજ જે માણસ મ્હોતમાંથી બચવાને અનીતિના ઉપાયો લે તે નીચ ગણાય. હું માનું છું કે નીચપણામાંથી બચવું એ મ્હોતમાંથી બચવાના કરતાં વધારે મુશ્કેલ છે. કેમકે નીચપણું તે મ્હોતના કરતાં વધારે ઝપાટાથી દોડે છે. તમે ઉતાવળા ને ઉછાંછળા છો તેથી તમે વગર વિચારે ઝડપથી દોડતી અનીતિનું પગલું ભર્યું છે. તમે મને મ્હોતની સજા કરી છે. હું હવે આ દુનિયા છોડીશ. મારા સામા પક્ષે સત્ય છોડયું ગણાશે ને તેઓ અન્યાયના ધણી થયા કહેવાશે. મારી સજા હું ભોગવીશ. તેમને તેમની કરણીની સજા ભોગવવી પડશે. આમજ થયા કરે છે. તેમાંએ ઠીકજ હશે.

હવે મારે મરવા પ્હેલાં બે વચન તમને કહેવાનાં છે. મારી પાછળ તમને વધારે અડચણ છે એમ માનું છું. મને દૂર કરી તમે અનીતિનાં પગલાં ભરી શકશોજ એમ માનવાનું નથી. તમને કોઇ ઠપકો નહિ આપે એવું ન સમજશો. મને મરવાની જગોએ લઇ જાય તે પહેલાં જેઓને મારા વચન ઉપર

વિશ્વાસ છે તેઓને હું બે શબ્દો કહીશ. એટલે જેને મારા બોલ સાંભળવા હોય તેઓ થોભજો, મ્હોતનો શો અર્થ છે તે હું જેવો સમજું છું તેવો તમને કહેવા માગું છું. મારી ઉપર જે બનવાનું છે તે સારૂં છે એમ માનજો. જેઓ મ્હોતને દુઃખરૂપ માને છે તેઓ ભૂલ કરે છે. મ્હોતનાં બે પરિણામ આવી શકે. એક તો એ કે એક માણુસ મરી ગયા પછી તેનો કંઈ ભાગ રહેતો નથી ને તેનું ચેતન પણ નાશ પામે છે. અથવા તો અરવા ( આત્મા ) એક ઠેકાણેથી બીજે ઠેકાણે જાય છે. હવે જો પહેલું પરિણામ ખરૂં હોય ને ચેતન માત્રનો નાશ થતો હોય તો એ તો એક મહાનિદ્રા જેવું થયું. નિદ્રાને-ઉંઘને સુખરૂપ આપણે માનીએ છીએ. ત્યારે મ્હોત જે મોટી નિદ્રા છે તે વધારે સુખરૂપ હોવી જોઇએ. હવે જો એમ માનીએ કે મ્હોતથી જીવ એક જગ્યાએથી બીજી જગ્યાએ જાય છે, ત્યારે તો જ્યાં મારી પૂર્વે જેઓ મરીને ગયા ત્યાંજ મારે જવાનું થશે. તેઓના સંગાથમાં મને શુદ્ધ ન્યાય મળશે. આમાં શું ખોટું ગણવું ? જ્યાં હોમર ગયેલ છે, જ્યાં બીજા મહાત્માઓ ગયા છે તે સ્થાને મારે જવાનું થાય તો હું મોટો ભાગ્યશાળી ગણાઇશ. જે ઠેકાણે અયોગ્ય રીતે સજા પામેલા જીવો પહોંચ્યા છે ત્યાં મારે પહોંચવું તેમાં હું માન સમજું છું.

એટલું તો તમારે ચોક્કસ યાદ રાખવાનું છે કે નીતિમાન માણુસને જીવતાં કે મરતાં દુઃખ હોયજ નહિ. તેવા માણુસને ખુદા છોડતોજ નથી. સત્યવાન સદાય સુખી જાણવો તેથી મારે

આજે મરવું ને શરીરની જંજાળમાંથી છુટવું તેમાં મને કંઈજ દુઃખ નથી. તેથી મને સજા કરનાર તરફ કે મારાપર આરોપ મૂકનાર તરફ મને કશો ગુસ્સો નથી. તેઓએ મારૂં બૂરૂં ઇચ્છયું હોય તો તેઓ ઠપકાને પાત્ર છે. પણ મારી ઉપર તેઓની ઇચ્છાનું બૂરૂ પરિણામ નથી આવી શકતું.

હવે મારી છેલ્લી માગણી એ છે કે જ્યારે મારાં છોકરાંઓ ઉમર લાયક થાય ત્યારે જો તેઓ નીતિનો માર્ગ છોડે અને સદ્ગુણ કરતાં દોલત અથવા બીજી વસ્તુ વધારે વહાલી ગણે, ને જો તેઓમાં કંઇ નહિ હોવા છતાં પોતાને મ્હોટા માને તો જેમ મેં તમને આવાં કારણોને માટે ઠપકો દીધો છે ને ચેતવ્યા છે તેમ તમે તેઓને સજા કરજો, એ પ્રમાણે કરશો તો મારી ઉપર અને મારા છોકરાં ઉપર તમે હાથ રાખ્યો એમ હું ગણીશ.

હવે જવાનો વખત થયો છે—મારે મરવાને તથા તમારે આ દુનિયામાં રહેવાને. પણ એમાંથી કોની સ્થિતિ વધારે સારી ગણવી તે તો માત્ર ખુદા—ઇશ્વરજ કહી શકે.

( આ ઐતિહાસિક વાત છે, એટલે કે બનેલો બનાવ છે. જેમ સોક્રેટીસે અંત સુધી નીતિ જાળવી અને મ્હોતની ભેટ, આશક જેમ માશુકને મળે તેમ કરી, તેવું નીતિબળ અમારા વાંચનારને અને અમને પણ પ્રાપ્ત થાય એવું અમે ખુદાની પાસે માગીએ છીએ, ને વાંચકો પણ તેમ માગે તેમ ઇચ્છીએ છીએ. સોક્રેટીસનાં વચન અને તેની રહેણીનો વારંવાર વિચાર કરવા અમે બધાને સૂચવીએ છીએ. અધિપતિ—ઇંડીઅન ઓપીનીયન.)

---

મહાત્મા ગાંધીજી આફ્રિકામાં ત્રણવાર જેલ ગયેલા તેનો હેવાલ તેમણે લખ્યો છે. કેવી રીતે પત્થર ફોડેલા, કેવી રીતે જાજરૂ સાફ કરેલા, આફતો વેઠેલી તે સર્વ તેમણે સહેલી ભાષામાં વર્ણવ્યું છે તે વાંચી તમને જરૂર આંસુ આવશે.

તેમના બે ફોટા તથા પત્થર ફોડતા કેદીના ચિત્રો સાથેની નવી આવૃત્તિ કિમ્મત પાંચ આના પાકું પૂઠું આઠ આના. ટપાલ ખર્ચ જુદું. આજેજ મંગાવો.